# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીમોહિની એકાદશી વ્રત

વર્ષ ૪ અંક ૨ વૈશાખ (શુદ્ધ) સુદ ૧૧, ૨૦૬૬



અનુક્રમણિકા



### राग कान्हरो :-

जैसी साहिबी गोकुलेसकी तेसी साहिबी काहुकी नाहीं ।।

जैसे पृथ्वी पर भूप भये तिनको जगति मांही कौन गने अरु देखे सुधि भूले सुरेसकी ।। १ ।।

उत्तर द्दछिन पूरव पछिमतें लाखन तें लाखन चली आवे लछमी देसदेसकी ।।

चतुर कहे श्रीवल्लभ राजाधिराज की जैसी राजधानी ऐसी कहा हे नरेसकी ।। २ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા ત્રણ વર્ષ પૂર્ણ કરી ચતુર્થ વર્ષના બીજા અંકનું આપણે અત્રે પાઠ કરી શું. સાથેજ આ પખવાડીયામાં શ્રીનૃસિંહજીની જયંતી આવે છે. તેની આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને **શ્રીનૃસિંહ જયન્તીની વધાઇ**. સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશપ્રભુની પરમ કૃપાથી આપણે સૌ નિરંતર શ્રીગોકુલેશ પાઠશાળાનો અભ્યાસ કરીએ છીએ, અને આગળ પણ કરતાં રહીશું.

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. એક વાર આપશ્રી એક પ્રસંગ આજ્ઞા કરી. એક દિવસે કહ્યું જે એક રાજપૂતનું ને વાણીયાનું ઘર પાસે હુતુ. તે રાજપૂતાંણી જલ ભરવા ગઇ. તે વાણીયણને કહી ગઇ જે માહારો બાળક રોવે તો તુ રાખજે. જે જારે બાળક રોતુ રહે જ નહીં ત્યારે પેલીએ ધવરાવા માંડું. તેહવે રાજપૂતાંણી આવી, જુએ તો વાણીયણે બાળકને ધવરાવે છે, તે ઘાંઘરીને કહ્યું, અરે એ શું કરે છે રે ? એહને તેં કાં ધવરાવ્યો ! તે વેલા બાળકના પગ સાહીં ઉંધે માથે રાખીને દૂધ (હ)તું તે કાઢી નાંખ્યું ને કહ્યું જે **માહારાને એ દૂધ પચે તો સુરત્વમાંહી એટલી ન્યૂન થાએ**. (રત્નકોષ)

**સમજ** :- ઉદ્યોગપર્વ ૧૩૪-૧૮થી ૨૧ શ્લોકમાં ક્ષત્રિયના પુત્રના અઢાર સદ્‌ગુણ ગણાવ્યા છેઃ જેમકે ૧) વિદ્યાશૂર, ૨) તપઃશૂર, ૩) દમઃશૂર, ૪) તપસ્વી, ૫) બ્રાહ્મશ્રીથી દેદીપ્યમાન, ૬) સત્કાર્યની ખ્યાતિ વાળો, ૭) તેજસ્વી, ૮) બલવાન, ૯) મહાભાગ, ૧૦) મહારથી, ૧૧) નિર્ભય, ૧૨) અનાધૃષ્ય (ખાળી ન શકાય તેવો), ૧૩) વિજેતા, ૧૪) અપરાજિત, ૧૫) દુર્જનોનો નિગ્રહ કરનાર, ૧૬) ધર્મ-કાયદા મુજબ ચાલનારનું રક્ષણ કરનાર, ૧૭) વીર, અને ૧૮) સત્ય પરાક્રમી.

આ ઉત્તમ ગુણો પોતાના પુત્રમાં આવે તે માટે માતાએ કાળજી રાખવી જોઇએ, એ સૂચવતું ઉપરની વાર્તામાં શ્રીગોકુલેશ પ્રભુ આજ્ઞા કરે છે કે શૂરત્વ પ્રાપ્ત કરવા માટે આચાર અને વિચાર બન્નેની જરૂર છે.

**પ્રશ્ન :- આપણે ત્યાં સખડીના શ્રીઠાકોરજી બિરાજતા હોય તો, એકાદશીના દિવસે સખડી મહાપ્રસાદ લેવો કે ફલાહાર કરવો ? સખડી મહાપ્રસાદ લેવો તો શા માટે ? ફલાહાર કરવો તો શા માટે ?**

**ઉત્તર** :- કોઇક વખત આપણી ભાષા સાંભળી મને રડવું આવી જાય છે. આપણે આપણી ભાષાને સુધારીએ તે ખૂબ જરૂરી છે. જેમ પહેલાં આપણે રસોઇયાને મહારાજ કહેતા હતા. હવે આપણે મહારાજને રસોઇયા સમજી લ્યો, તેમ સખડીના ઠાકોરજી નથી હોતા, શ્રીઠાકોરજી માટે સખડી હોય છે. આજથી શપથ (પ્રણ) લઇએ કે આપણે મિશ્રીના ઠાકોરજી, દૂધઘરના ઠાકોરજી, સખડીના ઠાકોરજી, એમ નહીં બોલીએ. ઠાકોરજી માટે મિશ્રી છે, દૂધઘર છે, સખડી છે.

આ બધાનું કારણ ભાષાને ટુંકાવવાની આપણી વૃત્તિ છે. એક ભાઇ મને દર વખતે ચિઠ્ઠીમાં ભગવદ્ સ્મરણ લખે. ભગવદ્ સ્મરણ લખે તેનો વાંધો નહીં પણ તેઓ તેનું ટૂંકું રૂપ લખે-ભ.સ્મ-શ્યામુબાવાને મારી ભ.સ્મ!

મેં તમારો શો ગુનો કર્યો કે તમારી ભસ્મ મને મોકલો છો? કહેવા હોય તો ભગવદ્ સ્મરણ કહોને! તેવી રીતે સખડીના ઠાકોરજીનું આ વિચિત્ર ટૂંકું ચિત્ર છે. આવું ટૂંકું ચિત્ર કદાપિ ન કરવું. સખડી ધરીએ તો ઠાકોરજીના વોલ્ટેજ વધારે હોય, અનસખડી ધરીએ તો ઠાકોરજીનાં વોલ્ટેજ ઘટી જાય અને મિશ્રી ધરીએ તો ઠાકોરજીના વોલ્ટેજ સાવ ઘટી જાય - આવું કંઇ થાય ખરું? માહાત્મ્ય કોનું આરોગનારનું કે જે આરોગાવવામાં આવે છે તેનું?

ઠાકોરજીને અગીયારસના દિવસે પણ સખડી ભોગ ધરી શકાય અને ફલાહાર પણ ભોગ ધરી શકાય. શાસ્ત્ર મુજબ અને શ્રીમહાપ્રભુજીની આજ્ઞા મુજબ ઉ્તમ વસ્તુ તો એ જ છે કે આપણે અગીયારસ કરવી જ જોઇએ. કોઇ કારણસર આપણાથી ન નભે તો ફલાહાર લેવો જોઇએ. અન્ન તો ન જ લેવું જોઇએ. આપણે એકાદશીના દિવસે ફલાહાર લઇએ તે પણ ઠાકોરજીને ભોગ ધરીને લઇએ, અસમર્પિત તો ન જ લઇએ. ઠાકોરજી તો તે દિવસે સખડી પણ આરોગે અને ફલાહાર પણ આરોગે.

ઠાકોરજી કંઇ એકાદશી કરતા નથી. તેથી ઠાકોરજી બન્ને આરોગે આપણે કેવળ ફલાહાર લઇએ. આ નિયમ જાળવવો જોઇએ. પછી એવું નહીં કરવાનું કે ઠાકોરજી સખડી આરોગે એટલે આપણે પણ એકાદશીના દિવસે સખડી લેવી. એમ તો ઠાકોરજી અન્નકૂટ આરોગે છે એટલે આપણે પણ અન્નકૂટ આરોગવો પડે? ઠાકોરજીએ તો ગિરિરાજ પણ ઉપાડ્યો છે, આપણે ઉપાડવા જઇશું તો આપણો તો હાથ ઊતરી જસે. ઠાકોરજી કરે તે આપણાથી ન જ થાય.....

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)

## વૈષ્ણવનું સ્વરૂપ

એક વૈષ્ણવ શ્રીજીકો પૂછી જો મહારાજ! કોઇ એસે હે જો, શ્રીઠાકોરજીકો જાનત હૈ, અરૂ વૈષ્ણવકો નહીં જાનત. કોઇ એસે હે જો વૈષ્ણવકો જાનત હે ઓર ઠાકુરજીકું હું જાનત હે. તબ આપ હઁસકે આજ્ઞા કીએ, વૈષ્ણવ તુમને ભલી પુછી, સુનો. જીન કોઉ શ્રીઠાકુરજીકું જાનત હે અરૂ વૈષ્ણવકો નહી જાનત, તીનકું ઠાકુર હુ નહીં જાનત. વૈષ્ણવકો જાનત હે તાકુ ઠાકુર હુ જાનત હે, તાતે વૈષ્ણવકો સ્વરૂપ પહેચાનનો.

એક બીરીયાં કોઇ પ્રસંગ પર આજ્ઞા કરી, જો શ્રીઠાકોરજીકો સ્વરૂપ કોઇ પુરાતન વૈષ્ણવ અથવા કોઉ શાસ્ત્ર કરકે જાને, કોઉ ગ્રંથસું સુને, પરંતુ ભગવદીયકો સ્વરૂપ ન જાને. કે તો શ્રીઠાકોરજી જાને કે ઠાકુરજી જનાવે સો જાને.

એક બીરીયાં કલ્યાણ ભટ્ટને વિનંતી કીની, રાજકો સ્વરૂપ શ્રીગીતાજી, શ્રીભાગવત કરકે જાને હૈ. પરંતુ ભગવદીયકો સ્વરૂપ કૈસે જાનીએ? તબ આપ કહી જો ભગવદી કે સ્વરૂપ તો હમહું નાહીં જાનત હૈ, તુમ કહાંતે પહેચાનોગે? સો તો શ્રીઠાકોરજી જતાવે તબ જાને....

## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ વૈશાખ (શુદ્ધ) સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ વૈશાખ (શુદ્ધ) વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

મઈ ૨૪ ૨૦૧૦ થી જૂન ૭ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-વૈશાખ (શુદ્ધ) સુદ | સોમ | મઈ-૨૪ | **શ્રીમોહિની એકાદશી વ્રત।** |
| ૧૨ | મંગળ | ૨૫ | આજથી લઈને વ્રજ જેઠ ૧૧ મંગળવાર સુધી સૂર્યની સ્થિતિ રોહિણી નક્ષત્રમાં છે, તેથી આ દિવસનાં શ્રીપ્રભુને ચન્દન અવશ્ય ધરવો. |
| ૧૩-૧૪ | બુધ | ૨૬ | શ્રીનૃસિંહ જયન્તી। શ્રીચતુર્થ પીઠાન્તર્ગત શ્રીઆચાર્યગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં શ્રીપ્રભુને પંચામૃતના સમયે કુલગત શ્રીપુરાણી સંકલ્પ કરાવે અને સુવર્ણઘર્માનુવાક્ એવં પુરુષસૂક્તનો પાઠ કરેં। |
| ૧૫ | ગુરુ | ૨૭ | વૈશાખ સ્નાન સમાપ્તિ। |
| ૧-વૈશાખ વદ | શુક્ર | ૨૮ | |
| ૨ | શનિ | ૨૯ | |
| ૩ | રવિ | ૩૦ | |
| ૩ | સોમ | ૩૧ | |
| ૪ | મંગળ | જૂન-૧ | |
| ૫ | બુધ | ૨ | |
| ૬ | ગુરુ | ૩ | |
| ૭ | શુક્ર | ૪ | |
| ૮ | શનિ | ૫ | |
| ૯ | રવિ | ૬ | |
| ૧૦ | સોમ | ૭ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**દુ:ખોમાં ભગવાનનો પણ નિત્ય સાક્ષાત્કાર થાય છે, કારણકે દેહ વિગેરે વિષયોને ત્યજી ચિત્ત તેમાં (ભગવાનમાં) જાય છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૫-૨૩)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**વાતનો મૂળ આધાર છે શ્રીમહાપ્રભુજીની વાણી :-**

અહીંયા આ સ્થાનેથી સંસારીક બાબતોનો વિમર્શ કરવા માટે હું નથી આવ્યો. મૂળમાં મારા અને તમારા કોઈ પણ વિચારની, સંવાદની, એકબીજા સાથે વાત કરવાનો જે આધાર છે, તે છે શ્રીમહાપ્રભુજીની વાણી અને જ્યારે હું શ્રીમહાપ્રભુજીની વાણીને તમારા સમક્ષ મૂકવાનો પ્રયાસ કરું ત્યારે એક વસ્તુ નક્કી છે કે તેની કંઈક પ્રારંભિક શબ્દાવલીથી તો તમારે પરિચિત થવું જ પડશે. હું પણ સમજી શકુ છું કે શ્રીમહાપ્રભુજીની વાણીના શબ્દો શક્ય છે ન સમજાય, પરંતુ એ ૧૦-૨૦ ટકા ન સમજાય તે માટે પણ તમારે વિચારવું જોઈએ કે તે શા માટે ન સમજાયું ?

સામાન્ય રીતે સિદ્ધાંતોની ચર્ચા શરૂ કરી હોત તો આજના બુધ્ધિજીવી વર્ગને સવાલ ઉદ્ભવતો કે આવું શા માટે ? આ સેવાનો માર્ગ, તો સેવાનો માર્ગ આવો શા માટે છે ? અને શરણાગતિ, તો શરણાગતિ આવી રીતે જ શા માટે છે ? આ બાબતમાં શું પ્રમાણો છે ? અને એનાથી પણ વધુ તમને કહું વેદ-શાસ્ત્રોના શબ્દોથી પણ આપણે પરિચિત નથી. શાસ્ત્ર શબ્દનો અર્થ આપણને ખબર નથી તો તેના પ્રમાણની વાત તો શી કરવી ? અત્રે જે પણ કઈ કહેવામાં આવી રહ્યું છે તે શ્રીમહાપ્રભુજીની વાણીના સ્વરૂપથી સમજાવવું છે. શ્રીમહાપ્રભુજી પણ તમને શાસ્ત્ર કહેવા માંગે છે. શ્રીમહાપ્રભુજી પણ તમને બીજા કોઈપણ વિષયમાં ઉદ્બોધન નથી કરી રહ્યા, સિવાય શાસ્ત્ર.

**સાર્વજનિક દેવાલય :-**

આ સેવા, શરણાગતિનું અત્યંત વિકૃતરૂપ આપણે સાર્વજનિક, જાહેર દેવાલયોમાં જોઈ રહ્યા છીએ. જ્યાં તમે ભીડના ટોળાને ટોળા જોઈ રહ્યા છો. તમે ત્યાં ભેગા થાવ છો દર્શનો માટે. સિદ્ધાંતથી અને શ્રીમહાપ્રભુજીથી તમામ વિપરિત વાતો ત્યાં થઈ રહી છે. ત્યાં પણ તમે જઈ રહ્યા છો અંતઃ તો ગત્વા શ્રીમહાપ્રભુજીના નામે ત્યાં જઈ રહ્યા છો. આ સમજવા જેવું છે તેથી સૌથી અનિવાર્ય બાબત એ છે કે આપણે આ બધાનો આધાર સમજવા માંગીએ છીએ કે નથી માંગતા ? મૂળ આ કારણે જ મારો એક પ્રયાસ હતો સિદ્ધાંત ચર્ચા કરવાનો.

જે ભક્તિપ્રકરણની કારિકા કે ષોડશગ્રંથની ચર્ચા છે, તે ચર્ચા પાછળની પૃષ્ઠભૂમિ એક વખત ચર્ચાઈ જાય કે આ બધી જે પણ કંઈ વાતો આપણી સમક્ષ આવી રહી છે તેનાં મૂળ પ્રમાણ શું છે ? તેનો આધાર શું છે ? આધાર વગર કોઈ પણ ચર્ચા સંભવિત નથી. કોઈક આધારથી પરિચય કરાવવો એ મારો પ્રયાસ છે. એવું બની શકે કે તેમાં કંઈક શબ્દો થોડા ભારે આવે. વેદશાસ્ત્રમાં યજ્ઞના પાંચ સ્વરૂપ બતાવ્યા છે પણ અત્યારના તબક્કામાં એ પાંચ સ્વરૂપના અર્થ બતાવવાનું જરૂરી લાગ્યું નથી કારણ કે તે અર્થ બતાવવાનું કાંઈ જ તાત્પર્ય નથી અને એ શબ્દો આપણે ન સમજી શકીએ

તે પણ સ્વાભાવિક છે. એને સમજાવવા એટલા માટે જરૂરી લાગ્યા નથી કે એ સમજીને પણ આજે આપણું કંઈજ તાત્પર્ય સિદ્ધ થતું નથી, છતાંય એ વાત ધ્યાનમાં લેવી જરૂરી છે.

એ એટલા માટે જરૂરી છે કે હું તમને પ્રશ્ન પૂછું કે શ્રીમહાપ્રભુજીએ નિબંધગ્રંથ પ્રકટ કર્યો એ નિબંધગ્રંથ કોના માટે પ્રગટ કર્યો ? તમે વાર્તાઓ વાંચો છો અને વાર્તાઓમાં લગભગ આ બધી વસ્તુઓની સ્પષ્ટતા છે. વાર્તાઓમાં ત્યાં સુધીની સ્પષ્ટતાઓ છે કે ષોડશગ્રંથમાં કયા ગ્રંથનો આવિર્ભાવ ક્યા ભગવદીય માટે થયો છે ? કોના માટે એ ગ્રંથ પ્રગટ થયા છે ? કઇ વ્યક્તિ તેમાં નિમિત્ત થઈ છે ?

**સિદ્ધાંત મુક્તાવલી :-**

શ્રીઅચ્યુતદાસની અને શ્રીમહાપ્રભુજીની સ્વામી-સેવક વચ્ચે એક વખત એવી સ્નેહભરી છીના-ઝપટી થઈ કે શ્રીઅચ્યુતદાસે કહ્યું કે મને સીધી સાધન વગર ફલ અવસ્થા જાઈએ છે અને શ્રીમહાપ્રભુજી સાધન વગર ફળ અવસ્થા આપી શકતા ન હતા. પરંતુ એ ભક્ત અને ગુરુની એ સ્નેહભરી ક્રિડા હતી. કંઈક લઈ લેવાની અને કંઈક આપી દેવાની એ ક્રિડામાં ભક્ત જીતી ગયા અને અચ્યુતદાસને માનસી સિધ્ધ થવાનું સીધું વરદાન મળી ગયું. એ વરદાન તો મળ્યું પરંતુ એના પરિણામ સ્વરૂપ સિદ્ધાંત મુક્તાવલી ગ્રંથ પ્રગટ કરવામાં આવ્યો. કેમકે દરેકને એ રીતે વગર સાધન અવસ્થાની સેવા કર્યા વગર ફળ અવસ્થાની સેવા સિદ્ધ ન થઈ જાય.

મારા અવસ્થા શબ્દ પર ધ્યાન આપજો. સેવાના બે કે ત્રણ પ્રકાર નથી એ વસ્તુ ખાસ નોંધી લેજો. આ આખી પુષ્ટિ-સૃષ્ટિને ભ્રમિત કરવામાં આવી રહી છે, કેમ કે એમાં Wasted intrest છે, કેમ કે બધાને સ્વાર્થપૂર્તિ કરવી છે. સેવાના જે ત્રણ પ્રકાર બતાવવામાં આવે છે તે ખોટી રીતે બતાવવામાં આવે છે. માનસી, તનુજા અને વિત્તજા. વિત્તજા એટલા માટે જુદી પાડીને કહેવામાં આવે છે કે વિત્તજાના નામે પૈસો ભેગો કરવામાં આવે છે.

એટલી સ્પષ્ટતા ચોક્કસ રાખજો કે સેવા એક જ પ્રકારની છે, તેની બે અવસ્થા છે, જે સાધન અવસ્થા છે તે તનુવિત્તજા સાથે જ જોડાએલી છે અને જે માનસી અવસ્થા છે તે પણ તનુવિત્તજા સાથે જોડાએલી છે. તનુવિત્તજા એ શબ્દને તનુજા વિત્તેજા એમ અલગ શબ્દોમાં ખોટુ વિભાજન કરી દીધું છે, અને તેથી શ્રીમહાપ્રભુજીએ આની કેટલીક સ્પષ્ટતાઓ કરી છે. આ બાબત શ્રીગુંસાઈજી તથા શ્રીમહાપ્રભુજીના મૂળ શબ્દોમાં આપ જોઈ શકો છો.

અચ્યુતદાસને માનસીની અવસ્થા સિધ્ધ કરી આપી. પણ જે અચ્યુતદાસને માનસી સેવા સિધ્ધ થઈ તેવા અચ્યુતદાસના દર્શન કરવા શ્રીગુંસાઈજી પોતે જતા હતા કેમ કે તેમના નેત્રોમાં શ્રીમહાપ્રભુજીની ઝાંખી થતી હતી. જ્યારે એ ગોવિંદકુંડ પર વસતા હતા ત્યારે ત્યાં શ્રીગુંસાઈજી પધારતા. આ બધી વાર્તાઓ તમે વાંચી જ હશે. આ બધા પ્રસંગો ઉપસ્થિત છે. બસ એ જ વસ્તુ છે - આ તમામ જે ગ્રંથો પ્રગટ થયા છે એ ગ્રંથો કોઈ બીજાના માટે પ્રગટ નથી થયા આ ગ્રંથો પોતાના વંશજો માટે અને તમારા માટે, આપણા માટે જ પ્રગટ થયા છે અને દુર્ભાગ્ય એ છે કે આજે આપણે તેને સમજવા નહીં બેસીશું તો આપણે જઈશું ક્યાં ? આપણે ક્યાંનાયે નહી રહી જઈએ.

હવે આ ગ્રંથમાં બધા શબ્દો આવે યજ્ઞના, કર્મના, જ્ઞાનના વિગેરેના. એક એક જગ્યાએ આપણે ત્યાં કહેવામાં આવ્યું છે કે જ્ઞાન અને કર્મ કરતાં ભક્તિ ઉત્તમ છે, પણ જ્ઞાન અને કર્મ વિશે જો ખબર જ નહીં હોય તો ભક્તિની ઉત્તમતા તમે ક્યાંથી જાણશો ? આપણી પાસે કંઈક અમૂલ્ય વસ્તુ છે તે અમૂલ્ય વસ્તુની કિંમત ક્યારે થશે ? મને એ સમજાવો, જ્યારે એને સમકક્ષ બે કે ચાર વસ્તુના મૂલ્યની તમે તપાસ કરશો અને એ તપાસ કરતા તમને એવું સમજાશે કે માર્કેટમાં જે કાંઇક છે તેના કરતા આપણી પાસે જે પણ કાંઈ છે તે બહુમૂલ્ય છે.

માટે ભક્તિ જે તમારી પાસે છે, તેનુ મૂલ્ય સમજશો ક્યારે ? તે કર્મ અને જ્ઞાનની સ્થિતિ વડે જ સમજશો. કારણકે કર્મ અને જ્ઞાન મુખ્યત્વે એ બે વિદ્યા બતાવવામાં આવી છે. વેદશાસ્ત્રમાં આથી જ આ બધા શબ્દોથી પરિચિત થવું તમારા માટે અનિવાર્ય છે. તમે ઈચ્છો કે ન ઈચ્છો શ્રીમહાપ્રભુજીની વાત સમજવા માટે આવા થોડાક વિચારો તમારી સમક્ષ મૂકવા જરૂરી છે. તેના થકી તમે અવશ્ય સમજી શકશો. કદાચ ૧૦ થી ૨૦ ટકા ન સમજાયું હોય તો આજની અત્યારની ઘડીમાં મારી તમને ભલામણ છે કે આ શબ્દોને સમજવાનો ગ્રંથોથી પ્રયાસ કરજો.

કેમ કે એક વસ્તુ સમજજો - તમે શ્રવણ, મનન, ચિંતન અને કિર્તન એ ચારનો વિકલ્પ કોઈ જગ્યાએ શોધી શકશો નહીં. શ્રવણ, મનન, ચિંતન અને કિર્તન ઉપર તમારી સંપૂર્ણ પ્રગતિ ટકેલી છે. શ્રવણનો મતલબ છે શ્રીમહાપ્રભુજીની વાણી અને શ્રીમહાપ્રભુજીની વાણી સમજીને દશવિધલીલા જેમાં બતાવેલી છે તે શ્રીમદ્ભાગવતનું સ્વરૂપ તમે સમજી શકો. પ્રથમ સ્કંધની ક્રિડાથી લઈને દ્વાદશ સ્કંધ સુધીની આશ્રયક્રિડા છે તે તમામ વસ્તુને સમજીને પ્રભુના ગુણગાનને પ્રભુની ક્રિડાને, પ્રભુના ચરિત્રને તમે સમજી શકો.

જે પદ-કિર્તન મહાભક્તોના તમે તમારી સેવામાં સમાવેશ કરો છો અને અત્રે તત્રે તમે સાંભળો છો તે પદોમાં આવેલ દરેક શબ્દોને તમે સમજી શકો. તે માત્ર ગાન કે ગાયન નથી પરંતુ તે અભ્યાસ માટે છે, કેમ કે તમારૂ જે લીલાનું ચિંતન છે એ લીલાનું ચિંતન કે અવગાહન તે ચિંતનને આધારે જ ચાલશે. વગર લીલાના ચિંતન કે અવગાહને આ માર્ગમાં પ્રગતિ નહીં થાય, વગર ગ્રંથોના અભ્યાસે લીલાનું સ્વરૂપ તમને નહીં સમજાય એથી લીલાનુ અવગાહન કે ચિંતન નહીં થઈ શકશે. તેથી ગ્રંથો સમજાય, એ ગ્રંથ સમજવામાં પણ પ્રધાનતયા હું તમને ષોડષગ્રંથની વાત કરું, બીજા ગ્રંથોની વાત તો આગળ છે, કેમ કે સુબોધિની તો તમને કોણ કહી શકે ? કારણ એતો વિશાળ સાગર છે, કેટલો ચંચુપ્રવેશ થાય તે વિચારવું રહ્યું.

આજે સામુહિક રીતે ભેગા થઈને ફક્ત દર્શન માટે ભીડભાડ થાય છે તેના કરતાં ગ્રંથો માટે, શ્રીમહાપ્રભુજીની વાણી માટે ભેગા થવું અત્યંત જરૂરી થઈ ગયું છે. શ્રીમહાપ્રભુજીની વાણીને તમે નહીં સમજી શકો તો એક વાત નિશ્ચિત રીતે સમજી લેશો કે આજે જે પ્રવૃત્તિ થઈ રહી છે ભાગદોડની, તે દર્શન, ઝારી, ચરણસ્પર્શ એ બધું તમને કંઈ જ ઉપલબ્ધ નહીં કરાવે. આ બધું જ એક ધંધો થઈ રહ્યો છે અને આ ધંધામા જોડાઈને સંસાર કમાઈ શકશો પણ તમે જે લક્ષ તરફ વળો છો તે તમે નહીં કમાઈ શકો ? નહીં કમાઈ શકો ? નહીં કમાઈ શકો ?





**તનુવિત્તજા સેવા :-**

હું તમને શ્રીગુંસાઈબાવાના શબ્દોથી સમજાવું જે તનુવિત્તજા સેવાની વાત આપણે કરી રહ્યા છીએ, એ તનુવિત્તજા શબ્દને સૌ પ્રથમ સમજી લો, તેમણે સર્વપ્રથમ સમજાવ્યું કે कृष्ण सेवा सदा कार्या (ફક્ત પાઠ યાદ રાખવા જરૂરી નથી તેનો અર્થ પણ બરાબર સમજી લેવો બહુ જ અગત્યનો છે, એનાથી તમે ભટકવામાંથી બચી શકશો, અને બીજાને ભટકાવવામાંથી બચાવી શકશો.) मानसी सा परामता, આ પરા શબ્દનો અર્થ છે ફલરૂપા, માનસી સેવા એ ફલરૂપા છે.

અવસ્થાભેદથી અહીંયા સેવાનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તે સમજવું બહું જરૂરી છે. જેમ એક વ્યકિત, દાખલા તરીકે હું. આજથી ૨૦ વર્ષ પહેલાની દેવકીનંદન વ્યક્તિ, અને આજની દેવકીનન્દન વ્યક્તિમાં ભેદ શું છે? ચોક્કસ પણે અવસ્થામાં ભેદ છે. માણસ ક્યાં બદલાયો છે? પણ ૨૦ વર્ષ પછીની જે દેવકીનન્દન વ્યક્તિ છે તેના અવસ્થા ભેદના કારણે કંઈક વિચારોમાં પરિપકવતા આવી હશે. કંઈક બીજા પણ ઘણાં બધાં અનુભવો થયો હશે અને એથી એ વ્યક્તિમાં ફેર પડતો નથી હોતો.

આમ ફેર પડે છે અવસ્થાનો પરિવર્તન આપણે બધા અવસ્થાભેદના કારણે અનુભવીએ છીએ. આપણાંમાંથી બધાએ આ વાત જરૂર અનુભવી જ હશે. અવસ્થાભેદ એ વ્યક્તિભેદ નથી. તેથી જ મારી વાતને નોંધી લેજો કે સેવા એક જ પ્રકારની છે અને તે સેવાની બે અવસ્થાઓ છે. સાધન અવસ્થા અને ફલાવસ્થા આ સાધનફલની અવસ્થાનો ભેદ ૮૪ વૈષ્ણવોની વાર્તામાં એ સાસુ-વહુની વાર્તામાં આવે છે. બે વખત રાજભોગ પધરાવવામાં આવ્યાં અને છતાંય વહુને લાગ્યું કે શ્રીઠાકોરજી આરોગ્યા નથી. પણ ત્રીજી વખત રાજભોગ ધરાવતા શું બન્યું? ઠાકોરજીએ હાથ પકડી લીધો, એથી પ્રભુ તો એને પહેલાં પણ અંગીકાર કરી જ રહ્યા હતા, પરંતુ શ્રીપ્રભુએ પોતાનો સ્વાનુભાવ જણાવ્યો ન હતો.

તેથી સ્વાનુભાવ જે ક્ષણે થાય તે ક્ષણ પછીની અવસ્થાનું નામ છે ફલાવસ્થા અને સ્વાનુભાવ પહેલાની જે કંઈ અવસ્થા છે તેનું નામ સાધનાવસ્થા. પ્રભુ તો આજે પણ શ્રીમહાપ્રભુજીની કા'નીથી શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંત પ્રમાણે પરિપુષ્ટ થઈને તમારે ત્યાં પધાર્યા હશે, અને બિરાજતા હશે, તો આજે પણ તમારી સાધન અવસ્થામાં ભલે તમે બીલકુલ સ્થૂળ અવસ્થામાં, પણ સેવા કરતા હશો તો પ્રભુ તેને સ્વીકારતા જ હશે, કેમ કે શ્રીમહાપ્રભુજીની કા'નીથી પ્રભુ એને સ્વીકારી રહ્યા છે. પરંતુ આપણને એ વસ્તુ જણાતી નથી, કેમ કે આપણામાં આપણા દેહ, ઈન્દ્રીય, પ્રાણ, અંત:કરણમાં તે પ્રમાણેની યોગ્યતા હજુ ઉત્પન્ન થઈ નથી.

તેનો મતલબ એવો નથી કે શ્રીપ્રભુ સાક્ષાત એને સ્વીકારતા નથી. તેથી શ્રીહરિરાયચરણ આપણને શું શીખવી રહ્યા છે ? તેમણે અત્યંત મહત્વપૂર્ણ બાબત કહી છે અને જે વાતને દરેક વ્યક્તિએ 'रसीक सदा फल रूप जानके' નામનુ તાવીજ બનાવીને ગળામા નાખી દેવું જોઈએ. આજે આપણે આ આશ્રય છોડીને દોરાધાગામાં પડી ગયા છીએ તેના કરતા શ્રીહરિરાયચરણના આવા સુંદર શબ્દોમાં જરૂર ધ્યાન આપવું જોઈએ. રસીક સદા ફલરૂપ જાણી જે પ્રભુની સેવા

તમે કરી રહ્યા છો તે પ્રભુ તમારી સાથે બોલી રહ્યા છે કે નહી? તમને સ્વાનુભાવ જણાવી રહ્યા છે કે નહી? પરંતુ તે પ્રભુને સાક્ષાત ફલરૂપ જાણીને તમે સેવા કરજો.

આમ સેવામાં તમને જ્યારે સ્વાનુભાવ નથી જણાવી રહ્યા ત્યારે એ સેવાની સાધન અવસ્થા છે. પ્રભુ જ્યારે સ્વાનુભાવ જણાવવા લાગે ત્યારે તે સેવાની ફલાવસ્થા છે. પરંતુ સેવા એક જ પ્રકારની છે, અને તે છે તનુવિત્તજા. સેવા ત્રણ પ્રકારની નથી એટલું સ્પષ્ટ રીતે નોંધ લેજો. તનુવિત્તજાનું સ્પષ્ટીકરણ સમજી લેજો. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરવા માંગે છે અને એમાં તનુવિત્તજાનો અર્થ સમજવામાં ભૂલ થઈ શકે છે. ગોટાળાઓ થઈ શકે છે. એ વાત ભાવિની દૃષ્ટિએ શ્રીગુંસાઈજીને ૫૦૦ વર્ષ પહેલા થઈ હતી. એટલે શ્રીગુંસાઈજી જાણતા હતા, તેમને હતું કે આ શબ્દનો ખોટો અર્થ લઈ શકાશે અને તેથી ૫૦૦ વર્ષ પૂર્વે એ કાળજી લીધી છે અને આપણને સચેત કર્યા છે કે તમે જાણી લેજો કે આ બાબતમા આપણાથી કોઈ ભૂલ ન થઈ જાય.

मानसी सा परामता, चेतस्तत्प्रवणं सेवा तत्सिद्धयै तनुवित्तजा ।

શ્રીમહાપ્રભુજીએ તનુજા વિત્તજામાંથી તનુનો **જા** શબ્દ કાઢી નાખ્યો છે અને એ કાઢીને તનુજા અને વિત્તજા પદને જોડીને એક પદ બનાવી દીધું છે. આ સમાસવાળુ સંયુક્ત પદ છે. એક શબ્દ બનાવવાનો મતલબ શું કે **જે વ્યક્તિ સેવા કરનાર છે તેના જ આ બંને પાસા હોવા જોઈએ. તેમાં બીજી વ્યકિતનો પ્રવેશ ના થવો જોઈએ.** જે વ્યક્તિ સેવા કરનાર છે તેનું પોતાનું જ શરીર અને તેનું પોતાનું જ ધન, તો જ એ તનુવિત્તજા સેવા કહેવાય અને એ સેવા જ સેવવાથી માનસી સેવા સિદ્ધ થઈ શકે. અન્યથા એ સેવા સિદ્ધ ન થાય. એવું તાત્પર્ય હતું.....

સંકલનઃ- સિદ્ધાંત વિમર્શ! માંથી સાભાર.....

**ભક્તિ**નું બીજું નામ છે **સેવા**. **સેવા** અને **ભક્તિ** બંને
એક ખૂણેથી જોવા જતાં પર્યાયવાચી શબ્દો બની જાય છે,
સમાનાર્થક શબ્દ થઈ જાય છે. તેથી જ્યારે સેવાનો નિર્વાહ
વ્યક્તિ ન કરી શકે તેવા લોકો માટે એક વિકલ્પ છે
**તીર્થાટન** કરવું. આ **તીર્થાટન** એજ આપણી
આ **લીલી પરિક્રમા**નું મૂળ હતું અને તેના માટે, **લીલી પરિક્રમા**નું
મુળ સ્વરૂપ અને આજનું વ્યવસાયિક સ્વરૂપ
બંને વચ્ચેનો ભેદ દરેકે જાણવો જરૂરી છે.

# સ્વ-માર્ગીય સમજ

## સેવા એ પોતે જ ફલરૂપ છે

અત્ર વિશેષમાં સમજવું કે દુનિયામાં સાધન જુદું અને ફલ જુદું હોય છે, તેમ અત્ર સેવાના વિષયમાં નથી, પણ સેવા જ ફલ છે અને સેવા જ સાધન છે. કારણકે સાધન અને ફલ જ્યાં જુદાં હોય છે ત્યાં ફલ સિદ્ધ થયે સાધનનો ત્યાગ કરી દેવામાં આવે છે, પરંતુ અત્ર તેમ કરવામાં આવતું નથી, પણ અલૌકિકસામર્થ્યાદિ ફલ પ્રાપ્ત થયે પણ સેવા તો ચાલુ જ રહે છે. માટે જ શ્રીમહાપ્રભુજીએ 'સેવાફલ'ના વિવરણમાં 'सेवायां फलत्रयम्' એમ સપ્તમી વિભક્તિનો પ્રયોગ કરી આજ્ઞા કરી કે સેવા તો ચાલુ જ રહેવાની અને અલૌકિક-સામર્થ્યાદિમાંથી યથાધિકાર ફલપ્રાપ્તિ થવાની.

જો ફલ પ્રાપ્ત થયે સેવાનો ત્યાગ ઉપદેશવો હોત તો 'सेवायाः फलत्रयम्' એમ ષષ્ઠી વિભક્તિ આજ્ઞા કરત. અત્ર દૃષ્ટાન્ત. જેમ 'आत्मा वाऽरे दृष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यश्च', આત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી દર્શન કરવું, આ શ્રુતિમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસનએ ત્રણેય આત્મસાક્ષાત્કારનાં સાધન ઉપદેશ્યાં છે. છતાં दृष्टव्यः એ ફલનિર્દેશ પહેલાં કરી श्रोतव्यः આદિથી સાધનનિર્દેશ પાછળથી કરવામાં આવ્યો છે, એ એમ સૂચન કરે છે કે આત્મદર્શનરૂપ ફલ પ્રાપ્ત થઇ ગયે પણ શ્રવણ, મનન, નિદિધ્યાસન તો કર્તવ્ય જ છે.

જો તેમ ન હોય તો दृष्टव्यः પછી श्रोतव्यः આદિ સાધન નિર્દેશ શા માટે કરવો. કારણકે દર્શનરૂપ ફલ તો મળી ચુક્યું. અથવા, પહેલાં જ श्रोतव्यः આદિથી સાધન નિર્દેશ કરી પછીથી दृष्टव्यः એમ ફલનિર્દેશ કરતે, પરંતુ તેમ પણ નથી કર્યું, તેનું કારણ શ્રવણ, મનન, નિદિધ્યાસન આત્મદર્શનથી પહેલાં તેમ પછીથી પણ કર્તવ્ય જ છે. એટલે કે શ્રવણ, મનન એ સાધન પણ છે અને ફલ પણ છે. દર્શનાત્પ્રાક્ ક્રિયમાણ સાધનરૂપ છે, અને તત્પશ્ચાત્ ક્રિયમાણ ફલરૂપ છે. તેમ અત્ર પણ પ્રભુમાં સ્નેહોદય થયા પહેલાં કરવામાં આવતી સેવા એ સાધનરૂપ છે, અને સ્નેહોદય થયા પછીથી કરવામાં આવતી સેવા તે ફલરૂપ છે. પરંતુ સેવાનું ફલ સેવા જ છે, અન્ય કંઇ નહિં.

વળી કૃષ્ણસેવાપરાયણ ભગવદીયો સેવાસુખ આગળ ચતુર્વિધ મોક્ષના સુખને પણ તુચ્છ ગણી ચાહતા નથી, એથી પણ સેવાનું સ્વત:ફલત્વ સિદ્ધ થઇ રહે છે. ભગવદીયો સેવારસમાં છક્યા રહી મોક્ષપર્યન્તને પણ ચાહતા નથી એ બાબત શ્રીમદ્ ભાગવત સ્કન્ધ ત્રીજાના અધ્યાય ૨૯ના શ્લોક ૧૩માં શ્રીકપિલદેવજીએ નિજમાતૃચરણ દેવહૂતિજીને કહેલું છે કે :-

सालोक्य-सार्ष्टि-सामीप्य-सारूप्यैकत्वमप्युत ।

दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ।।

અર્થ :- સાલોક્ય-વૈકુણ્ઠમાં વાસ, સાર્ષ્ટિ-સમાન ઐશ્વર્ય, સામીપ્ય-ભગવત્સન્નિધિમાં સ્થિતિ, સારૂપ્ય-ભગવાન્‌ના સમું રૂપ, એટલે કે ભગવાન્‌ના સમો ચતુર્ભુજાકાર પ્રાપ્ત થવો, એકત્વ-ભગવાન્‌માં મળી જવું આ બધી મુક્તિઓ ભગવાન્ નિજ સેવકોને આપે છે તો પણ ગ્રહણ કરતા નથી, કારણકે તેઓને સેવા રસ આગળ મુક્તિનો

આનન્દ ફીકો લાગે છે. વળી, सेवानुरक्तमनसामभवोपि फल्गुः, સેવામાં જેઓનું મન આસક્ત થયેલું છે તેવા ભગવદીયોને મોક્ષ પણ તુચ્છ લાગે છે, તો બીજા લૌકિક સુખની તો વાત જ શી ? આ બધાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે સેવા એ સ્વતઃ જ પુરુષાર્થરૂપા છે. બીજા કોઇ પણ ફલની સાધનરૂપા કદાપિ પણ નથી.

## સેવાના અવસ્થા ભેદ

આ સેવા મુખ્યત્વે બે અવસ્થામાં વર્ણવી છે. તનુ-વિત્તજા તે સાધન અવસ્થા અને માનસી તે સાધન અવસ્થા દ્વારા ફલાવસ્થા. હવે સમજવાનું છે કે જો આપણે તનુ-વિત્તજાને અલગ કરી દઇએ, એટલે કે તનુજા અને વિત્તજા, તો શું થાય ? કેવું અગડમ-બગડમ થાય ? સમજો કે તનુ-વિત્તજા દ્વારા માનસી સાધી શકાય છે. તેમાં પણ સમજવાનું કે તનુજા સેવા માનસીનું સાધન છે, જ્યારે વિત્તજા સેવા માનસીનું સાક્ષાત્ સાધન ન હોવાં તનુજા દ્વારા સાધન છે. એટલે જો તનુજા ન કરતાં વિત્ત આપીને કેવળ નોકર-ચાકર દ્વારા સેવા કરાવવામાં આવે તો એવી વિત્તજા માનસી સિદ્ધ કરી શક્તી નથી.

કારણકે નોકર-ચાકર દ્વારા સેવા કરાવનાર વ્યક્તિનું મન અન્યત્ર ભટકતું હોય ત્યારે પરિચારકો તનુજા કરે તેમાં પોતાનું મન પ્રભુમાં એકતાન ક્યાંથી થાય ? માટે તનુજા એટલે કે પોતાના દેહ-ઇન્દ્રિયાદિને ભગવદર્થ યોજીને બધી સેવા જાતે જ પહોંચવા જતાં પ્રભુને શ્રમ પડે, તેટલા માટે સહાયરૂપે પરિચારકાદિની નિયુક્તિ કરી સેવા કરાવવી, તેવી તનુ-વિત્તજા માનસીની સાધિકા છે. આવું રહસ્ય સૂચન કરવા માટે સિદ્ધાન્તમુક્તાવલીમાં તનુવિત્તજા એવું સમસ્ત પદ શ્રીમહાપ્રભુજીએ ધર્યું છે. તાત્પર્ય કે તનુજા અને વિત્તજાનો કર્તા એકજ હોવો જોઇએ, ત્યારે તેનાથી માનસી ફળે.

**શિષ્ય** :- ગુરુદેવ ! તનુજા અને વિત્તજા સેવા કોને કહેવી તે કૃપા કરી સમજાવો.

**ગુરુદેવ** :- તનુ એટલે શરીર, તેનાથી જેટલી સેવા કરવામાં આવે તે તનુજા કહેવાય. તેનો પ્રકાર ઉદ્ધવજીએ સાક્ષાત્ પ્રભુ જ એકાદશ સ્કન્ધમાં ઉપદેશે છે કે :-

सम्मार्जनोपलेपाभ्यां सेकमण्डलवर्तनैः ।

गृहशुश्रूषणं मह्यं दासवद्यदमायया ।।

અર્થ :- મન્દિરમાં સોહની (બુહારી) કરવી, માટીનું મન્દિર હોય તો તેને લિંડવું, તથા ગુલાલ વગેરેથી મંડલ કરી શણગારવું, બીલકુલ કાચી જમીન હોય તો છંટકાવ કરવો, પાકી જમીન હોય તો મન્દિર વસ્ત્ર કરવું, ઇત્યાદિ પ્રકારે કપટરહિત દાસની પેઠે મારા મન્દિરની સેવા કરવી...તેમજ मदर्थेष्वङ्गचेष्टा च મારા માટે અંગની ચેષ્ટા કરવી...આદિ વાક્યોમાં તનુજા સેવાનો પ્રકાર ઉપદિષ્ટ છે, તદનુસાર દેહને ભગવદર્થ ઉપયોગમાં લાવવો તે તનુજા. તે જ પ્રકારે ઇન્દ્રિયોનો પણ પ્રભુમાં જ વિનિયોગ કરવો. જેમકે શ્રીભાગવતના નવમ સ્કન્ધમાં ભક્તરાજ અમ્બરીષના પ્રસંગમાં કહ્યું છે કે :-

स वै मनः कृष्णपदारविन्दयोर्वचांसि वैकुण्ठगुणानुवर्णने ।

करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुतिं चकाराच्युतसत्कथोदये ।।१८ ।।

मुकुन्दलिङ्गालयदर्शने दृशो तद्भृत्यगात्रस्पर्शेऽङ्गसङ्गमम् ।
घ्राणं च तत्पादसरोजसौरभे श्रीमत्तुलस्या रसनां तदर्पिते ।। १९ ।।
पादौ हरेः क्षेत्रपदानुसर्पणे शिरो हृषिकेशपदाभिवन्दने ।
कामं च दास्यं न तु कामकाम्यया यथोत्तमश्लोकजनाश्रया रतिः ।। २० ।।

અર્થ :- જે રાજા પોતાના મનને પ્રભુના ચરણારવિન્દમાં વાણીને ભગવદ્‌ગુણગાન કરવામાં, હાથને ભગવદ્ મન્દિરની બુહારી વગેરે કરવામાં, કાનને ભગવત્કથા શ્રવણમાં, નેત્રને પ્રભુ તેમજ તેના મન્દિરનાં દર્શન કરવામાં, અંગસંગને ભગવદીયો સાથે ભગવદ્સ્મરણ કરતી વખતે ભેટવામાં, નાસિકેન્દ્રિયને ભગવચ્ચરણારવિન્દમાં સમર્પિત એવાં તુલસીને સુંઘવામાં, જીહ્વેન્દ્રિયને ભગવત્પ્રસાદ લેવામાં, ચરણને ભગવત્સ્થલ મથુરાદિ તીર્થોમાં જવામાં, મસ્તકને પ્રભુને અભિવન્દન કરવામાં, સંકલ્પને ભગવદ્દાસ્ય કરવામાં આ પ્રકારે ભગવદીયોની જેવી પ્રીતિ પ્રભુમાં હોય છે તેવી પોતાને પણ પ્રાપ્ત થાય તદર્થ રાજા અમ્બરીષ પોતાની તમામ ઈન્દ્રિયોનો ઉપયોગ જેમ પ્રભુની માટે જ કરતો, વિષયી જનોની પેઠે વિષયભોગમાં નહિ તેમ બધી ઈન્દ્રિયોને ભગવત્સેવામાં યોજવી તે પણ તનુજા સેવા કહેવાય છે.

હવે રહી વાત વિત્તજાની. વિત્ત એટલે કે દ્રવ્ય-સાધ્ય સેવા તે વિત્તજા સમજવી. ભગવદિચ્છાથી જે કંઈ વૈભવ આપણને પ્રાપ્ત થયો હોય તેના પ્રમાણમાં વૈભવથી પ્રભુની સેવા કરવી, અર્થાત્ પ્રભુનું મન્દિર બંધાવવું, આભરણ, પાત્ર, સાજ બનાવવા, ભોગ રાગ આદિ માટે પ્રબન્ધ રાખવો વગેરે વિત્તજાનો પ્રકાર છે. તે બાબત પણ એકાદશ સ્કન્ધમાં પ્રભુની આજ્ઞા છે કે :- 'सर्वलाभोपहरणम्', 'पृथक्सत्रेण वा मह्यं पर्वयात्रामहोत्सवान्। कारयेन्नृत्यगीताद्यैर्महाराजविभूतिभिः।' એટલે કે પોતાને જે કંઈ લાભ થાય તે પ્રભુને અર્પવું તેમજ સ્વતન્ત્રપણે અથવા મળીને એકાદશ્યાદિ પર્વના ઉત્સવો, રથયાત્રાદિ મોટા ઉત્સવો મારા માટે કરવા-કરાવવા, તેમજ મહારાજની સમાન વૈભવથી નૃત્ય, ગાન, આદિથી પણ મદર્થ કરવું-કરાવવું. આ બધું દ્રવ્યસાધ્ય હોવાથી આ બધાનો સમાવેશ વિત્તજા સેવામાં થાય છે.

## દ્રવ્ય આપીને સેવા કરાવવામાં આવે તે વિત્તજા ખરી કે નહિં..

જોકે પરિચારકોને-મુખ્યા-ભીતરીયા વગેરેને દ્રવ્ય આપી કરાવવામાં આવતી સેવા વિત્તજા ખરી, પણ તત્ર આ અવશ્ય અનુસન્ધેય છે કે - જ્યારે કોઈ વિષેશ કારણથી - એટલે કે (૧) રોગાદિથી ગ્રસ્થ થવાથી, (૨) વૃદ્ધાવસ્થાને લઈને, અથવા (૩) સૂતકાદિને લઈને પોતે સેવા કરવામાં અસમર્થ બને, કિંવા..હવે આ કારણો માં જેમાં તે વિત્ત આપનારનું મન તો પ્રભુમાં જ લાગેલું રહે છતાં તે પરવશ હોવાથી સેવા કરી શક્તો નથી. પરંતુ જો લૌકિક હેતુ થઈ વિત્તજા અલગથી કરતાં હોય, તો તે બાધ્ય છે.

ક્રમશઃ

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...





# પુષ્ટિ અને પુષ્ટિમાર્ગ

**(લેખક : પંડિત રામચન્દ્ર ચક્રવર્તી)**

*આ લેખના લેખક શ્રીમાન્ પંડિત રામચન્દ્ર ચક્રવર્તીએ સંપ્રદાયના અતિવિદ્વાન એવા બાલકૃષ્ણભટ્ટ ઉપનામ શ્રીલાલુ ભટ્ટજી દ્વારા રચિત પુષ્ટિ-વિવેકના આધારે ગુર્જરભાષાનુવાદરૂપે પ્રકટ કરેલ છે.*

*ગતાંકથી આગળ...*

## પુષ્ટિભક્તિનાં લક્ષણ.

પુષ્ટિભક્તિનાં સ્વરૂપ અને લક્ષણોનો ઉલ્લેખ ઉપરના શ્લોકોમાં થઇ ગયો છે. 'ભગવાનના સ્વરૂપ સિવાય અન્ય કોઇ પણ ફલની ઇચ્છા ન રાખવી અર્થાત્ ભગવત્સ્વરૂપ પ્રાપ્તિરૂપ ફલની ઇચ્છા રાખી જે ભક્તિ કરવામાં આવે તે પુષ્ટિભક્તિ'. શ્રીમદ્ ભાગવતમાં अक्षण्वतां फलमिदं न परं विदामः એમ કહી સ્વરૂપફલનો જ નિર્ણય કર્યો છે; એટલે સાચો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ ભગવાનથી અતિરિક્ત કોઇની પણ ઇચ્છા કરતો નથી. પ્રભુએ પણ શ્રીમુખે કહ્યું છે કે :-

न योगसिद्धिरपुनर्भवं वा मय्यर्पितान्येच्छति मद्विनान्यत् ।

અર્થાત્ હેને ભગવદનુગ્રહ દ્વારા પુષ્ટિભક્તિની પ્રાપ્તિ થઇ છે તે મોક્ષ પર્યન્ત કોઇ પણ ફલની ઇચ્છા કરતો નથી. આ સિદ્ધાંત પુષ્ટિભક્તિની પરમોપાસ્ય શ્રીવ્રજદેવીઓના:-वीक्ष्यालकावृतमुखं तव कुण्डलश्रि गंडस्थलाधरसुधं ઇત્યાદિ વચનોથી, સુસ્પષ્ટ છે. વિસ્તારભયથી પુષ્ટિભક્તિના સ્વરૂપ અને લક્ષણોનો વધારે ઉલ્લેખ અત્ર કરી શક્તો નથી, પરંતુ ઉપરના લેખથી ભગવદનુગ્રહભાજન વૈષ્ણવો તો અવશ્ય પુષ્ટિભક્તિના સિદ્ધાન્તને સમજ્યા હશે જ. વળી શ્રીગુસાંઇજીએ ભક્તિહંસમાં લખ્યું છે કે :-भक्तौ च न स्वरूपातिरिक्तं कामयन्ते।

## પુષ્ટિભક્તિના ભેદો.

પાઠક મહાશય, અહીં સુધી આપણે સામાન્ય પુષ્ટિ, વિશેષ પુષ્ટિ અને પુષ્ટિજન્ય પુષ્ટિનાં સ્વરૂપ અને લક્ષણો યથામતિ લખાયાં છે; હવે પુષ્ટિથી ઉત્પન્ન થયેલા પુષ્ટિભક્તિના ભેદો વિષે કાંઇક વિવરણ આપણી સેવામાં સમર્પી આ લેખની સમાપ્તિ કરીશું. પ્રવાહ પુષ્ટિભક્તિ, મર્યાદા પુષ્ટિભક્તિ, પુષ્ટિ પુષ્ટિભક્તિ અને શુદ્ધ પુષ્ટિભક્તિ. એમ પુષ્ટિભક્તિના ચાર ભેદ છે. શ્રીમદ્આચાર્યચરણે 'પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ' ગ્રંથમાં લખ્યું છે કે :-

पुष्ट्या विमिश्राः सर्वज्ञाः प्रवाहेण क्रियारताः ।

मर्यादया गुणज्ञास्ते शुद्धाः प्रेम्णातिदुर्लभाः ।।

આ શ્લોકમાં પ્રથમ પુષ્ટિપુષ્ટિભક્તના સ્વરૂપનું નિદર્શન કરાવ્યું છે. ભગવદનુગ્રહથી ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત છે અને પૂર્વ અનુગ્રહ ઉપર વિશેષ અનુગ્રહ થવાથી સર્વજ્ઞ એટલે પ્રભુ પ્રભુલીલા, પ્રભુપરિકર, અને સંસારનું સ્વરૂપ જે જાણે છે તે પુષ્ટિપુષ્ટિભક્ત છે. જે વૈદિક અને લૌકિક કર્માનુરક્ત હોઇને ભગવત્સેવામાં પણ પ્રવૃત્ત છે, તે પ્રવાહપુષ્ટિભક્ત છે. જે પ્રવૃત્તિમાર્ગથી અર્થાત્ વિષયાસક્તિથી વિમુખ થઇને પ્રભુના ગુણશ્રવણમાં પ્રવૃત્તિ રાખે છે તે મર્યાદાપુષ્ટિભક્ત છે. જે ભક્ત કેવલ પ્રેમથી જ ભગવત્સેવા અને ભગવદ્ગુણગાનાદિ કરે છે, જે કોઇપણ પ્રકારની અભિલાષા રાખતો નથી, તે અત્યન્ત

દુર્લભ સર્વભક્ત શિરોમણિ **શુદ્ધપુષ્ટિભક્ત** છે. શુદ્ધ પુષ્ટિભક્તના સંબંધમાં શ્રીમદ્‌વિઠ્ઠલનાથપ્રભુચરણ ભક્તિહંસમાં લખે છે કે :- स्नेहोत्पत्तयन्तरं व्यसनत: क्रियमाण: श्रवणादिरुत्तमा पुष्टिभक्ति:। સ્નેહ ઉત્પન્ન થયા પછી વ્યસનથી શ્રવણ ભજનાદિ કરવું તે ઉત્તમ પુષ્ટિભક્તિ છે. વ્યસન એટલે જેના વિના રહી શકાય નહિ તે. યદિ શુદ્ધપુષ્ટિભક્ત શ્રવણ કીર્તન ન કરે તો તેને પ્રાણ ધઅરણ કરવા પણ મુશ્કેલ થઇ પડે. આવી સ્થિતિ સ્વયં ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે ભગવાનનો મહાનુગ્રહ થયો.

શુદ્ધપુષ્ટિભક્તચક્રચૂડામણિ શ્રીવ્રજાંગનાગણના વિષયમાં શ્રીમદ્‌ભાગવતમાં લખ્યું છે કે :-

गोप्य: कृष्णे वनं याते तदनुद्रुतचेतस:।

कृष्णलीला: प्रगायन्त्यो निन्युर्दु:खेन वासरान् ।।

એટલે કે શ્રીવ્રજરાજ નન્દનંદન ગાયોને ચરાવવા ગયા ત્યારે જેઓનાં મન અને અંત:કરણો પ્રેમભાજન શ્રીકૃષ્ણમાં છે એવા ગોપીજનો શ્રીકૃષ્ણલીલાનાં કીર્તન કરી અત્યંત દુ:ખ-પૂર્વક દિવસ વીતાડવા લાગ્યાં.

આ લેખનું નિર્ગલિત તાત્પર્ય એ છે કે મનુષ્યોએ ઉપર્યુક્ત પુષ્ટિપુષ્ટિભક્તિને માટે પ્રયત્ન કરવો જોઇએ, અર્થાત્ ભગવદ્ ભક્તિનું ઉપયોગિ જ્ઞાન પ્રાપ્ત કરી પ્રભુનું ભજન કરવું જોઇએ. શુદ્ધ પુષ્ટિભક્તિ તો કેવલ પ્રભુ કૃપા કરીને જ પ્રદાન કરે ત્યારે જ મળી શકે. ભગવાન્ સિવાય આ અતિદુર્લભ ભક્તિ મેળવવાનો કોઇ ઉપાય જ નથિ. અત્ર એ શંકાને સ્થાન મળે છે કે અનુગ્રહ એક જ છે તો અનુગ્રહજન્ય ભક્તિમાં આટલા બધા ભેદ કેમ ? આ શંકા નિરાસાર્થે સર્વ નિર્ણાયક શ્રીભાગવતમાં લખ્યું છે કે શ્રીયશોદાજી જે અનુગ્રહ પ્રાપ્ત કરી શક્યાં તે અનુગ્રહને પાત્ર બ્રહ્મા, શંકર અથવા તો નિત્ય ભગવચ્ચરણસેવાનુરક્તા શ્રીલક્ષ્મી દેવી પણ થયાં નથી.

नेमं विरिंच्यो न भवो न श्रीरप्यङ्गशंश्रया।

प्रसादं लेभिरे गोपी यत्तत्प्राप विमुक्तिदात् ।।

આ પ્રમાણ શ્લોકથી એમ સિદ્ધ થાય છે કે બ્રહ્મા, શિવ, અને શ્રીલક્ષ્મીદેવી આદિ ઉપર ભગવદનુગ્રહ નથી એમ નહિ પરંતુ તેઓના ઉપર અનુગ્રહ તો અવશ્યમેવ છે; કિન્તુ શ્રીયશોદાજીમાં અને શ્રીવ્રજભૂષણસીમન્તિની આદિ વ્રજવાસીઓપર જે અનુગ્રહ છે તે બીજા ઉપર નથી. પાઠક, અત્ર કહેવું આવશ્યક નથી કે અનુગ્રહ એક પ્રકારનો હોવા છતાં પણ અનુગ્રહના ફલમાં અથવા ભક્તિમાં ભેદ અવશ્ય હોય છે. આ વાત લૌકિક દૃષ્ટાન્તથી પણ સિદ્ધ થઇ શકે તેમ છે.

રાજા મહારાજાઓના સંબંધમાં પણ અનેક રાજકૃપાપાત્રોમાં સર્વને એક સરખું ફલ મળતું નથી. કોઇને જાગીર, કોઇને રોકડા રૂપિયા, કોઇને ઉચ્ચ પદાધિકારની પ્રાપ્તિ થાય છે; એથી એ સિદ્ધ થાય છે કે અનુગ્રહ એકજ છે પણ તજ્જન્ય ફલમાં ભેદ અવશ્ય છે. આ પુષ્ટિભક્તિવિશેષ અનુગ્રહથી પ્રાપ્ત થાય છે. પુષ્ટિભક્તિપ્રાપ્ત્યનન્તર ભગવાન્ પણ ભક્તાધીન થઇ જાય છે, ભક્ત જે કહે તે કરવું પડે છે. અધિક શું શ્રીયશોદાએ બાંધવા યત્ન કર્યો તો બંધાઇ પણ ગયા. પુષ્ટિનો અર્થ કોઇ જગ્યાએ અનુગ્રહ અને કોઇ જગ્યાએ અનુગ્રહજન્યા ભક્તિ થાય છે. પરંતુ ઉક્ત અનુગ્રહ અને અનુગ્રહજન્યા ભક્તિ જેનું અન્તિમ ધ્યેય છે તે માર્ગ પુષ્ટિમાર્ગ કહેવામાં આવે છે.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૨, પૌષ ૧૯૭૪માંથી સાભાર ।।*

# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### જપપાઠ

**सेवायामापि सम्मानं नामेक्षेत हरेः पुनः ।**

**गुणान् गायेदथो नाम कीर्तयेत् सदसि स्थितः ।। ७६ ।।**

શ્રીહરિની સેવામાં પણ સન્માન મેળવવાની ઈચ્છા ન રાખવી. અર્થાત્ શ્રીહરિની સેવા કરીને એનાથી લોકો તરફના માનમરતબાની ઈચ્છા ન જ રાખવી જોઈએ. શ્રીહરિના ગુણો નિરંતર ગાવા અને શ્રીહરિના નામનું કીર્તન સભામાં ઊભા રહીને પણ કરવું. પોતે સભામાં ઊભો રહેલો હોય તે વખતે પણ કોઈની શરમ રાખ્યા વિના, બીજા સાંભળે એવો ભય રાખ્યા વિના, ભગવાનનું નામ અવશ્ય લેતા રહેવું. કહેવાનો આશય એ છે કે, ગમે તે સમયમાં ગમે તે ઠેકાણે પણ શ્રીહરિનું નામ છોડવું નહિં. નવરત્નગ્રંથની ટીકામાં શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે :- 'ક્ષણવાર પણ જો અક્ષ્ટાક્ષરનો ત્યાગ કરે તો આસુરાવેશ થાય' શ્રીમહાપ્રભુજી પણ નવરત્નગ્રંથમાં એજ આજ્ઞા કરે છે કે :- 'તેથી સર્વાંશે અષ્ટાક્ષરમંત્ર નિરંતર રટવું જોઈએ'. શ્રીમદ્ ભાગવતમાં પણ એ જ આજ્ઞા છે કે :- 'શ્રીહરિનાં ચરિત્રનાં ગીતો, શ્રીહરિનાં જ નામો ગાતાં ગાતાં લજ્જારહિત થઈ સંગ છોડીને વિચરવું.' ૭૬

**निर्भयो निःस्पृह कृष्णे स्वतश्चितं निवेशयेत् ।**

**मुख्यं तु साधनं नित्यं श्रीभागवतकीर्तनम् ।। ७७ ।।**

**अदम्भेनानिमित्तेन स्वप्रयत्नेन सर्वथा ।। ७७.५ ।।**

કોઈનો પણ ભય રાખ્યાવિના, કોઈની પણ સ્પૃહા રાખ્યા વિના પોતે જ શ્રીકૃષ્ણમાં ચિત્ત લગાડવું. નિરંતર શ્રીકૃષ્ણમાં ચિત્ત રાખીને શ્રીકૃષ્ણના નામનો ઉચ્ચાર કરવામાં કોઈનો ભય અને કોઈની દરકાર ન કરવી. મુખ્ય સાધન એ જ છે કે નિત્ય શ્રીભાગવતનું કીર્તન કરવું. શ્રીમદ્ ભાગવતનો પાઠ નિત્ય કરવો. એ જ મુખ્ય સાધન છે. નિબંધમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે :- 'મુખ્ય સાધન તે આ જ છે કે સ્વાર્થ વિના અને દંભ વિના પ્રયત્નથી શ્રીભાગવતનો પાઠ આદરપૂર્વક કરવો'. પાઠ કરતી વખતે દંભ ન કરવો. આડંબર કરીને પાઠ ન કરવો. કોઈ નિમિત્તને લઈને પણ ન કરવો, એટલે કે કોઈ સ્વાર્થ માટે શ્રીભાગવતનો પાઠ ન કરવો. પોતાના પ્રયત્નથી, પોતે જ નિરંતર શ્રીભાગવતનો પાઠ કરવો. આ જ આજ્ઞા શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં કરી છે. ૭૭.૫

### માલાતિલક

**सेवान्तर्गतपूजाङ्गशङ्खचक्रादि धारयेत् ।। ७८ ।।**

**चिह्नत्वात् तुलसीमाला धार्या तिलकमेव च ।। ७८.५ ।।**

સેવામાં પણ અન્તર્ગત અને પૂજાનાં પણ અંગરૂપ શંખ ચક્ર આદિ મુદ્રાઓ ધારણ કરવી. શંખચક્રાદિ મુદ્રાઓ સેવામાં પણ આવશ્યક છે અને પૂજામાર્ગમાં એ અંગરૂપ છે, માટે એ અવશ્ય ધારણ કરવી. તુલસીકાષ્ઠની માળા પણ ધારણ કરવી. તેમજ તિલક પણ ભગવચ્ચિહ્ન હોવાથી અવશ્ય ધારણ કરવું. શ્રીમહાપ્રભુજી નિબંધમાં આ વિષય પરત્વે વિશેષ વિસ્તારપૂર્વક આજ્ઞા કરે છે કે :- 'શંખ ચક્ર આદિ મુદ્રાઓ ગોપીચંદનથી જ ધારણ કરવી. એ પૂજાનાં અંગ છે તેમજ તુલસીકાષ્ઠની માલા અને તિલક પણ ધારણ કરવાં, કેમકે એ વૈષ્ણવનાં ચિહ્નરૂપ છે'.

ઉપરના શ્લોકના પ્રકાશમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે 'શંખ ચક્ર આદિ મુદ્રાઓ ધારણ કર્યા વિના જે પુરૂષ પૂજા કરે છે તેને કરેલું પૂજન નિષ્ફળ થાય છે અને શ્રીહરિ પણ પ્રસન્ન થતા નથી'. તુલસીકાષ્ઠમાળા ધારણ ન કરે તો એને માટે વચન છે કે :-'જે લોકો તુલસીકાષ્ઠની માળા ધારણ કરતા નથી તે સ્વાર્થી લોકો અને પાપબુદ્ધિઓ (શ્રીહરિના) ક્રોધરૂપી અગ્નિથી બળીને નરકથી પાછા ફરતા નથી'. આવાં અનેક વચનોથી સિદ્ધ થાય છે કે તુલસીકાષ્ઠમાળા યજ્ઞોપવિતની પેઠે ધઅરણ કરવી. ૭૮

## જયંતિ-વ્રત

**वैष्णवेन मतेनैकादश्यादिव्रतमाचरेत् ।। ७९ ।।**

**उत्सवत्वेन कृष्णाष्टम्यादीनां व्रतमाचरेत् ।।**

**अन्येष्वप्युत्सतत्वेन विज्ञानं सर्वथा मतम् ।। ८० ।।**

**निर्णयोऽपि तथा कार्यो जयन्तीव्रतम् न हि ।। ८०.५ ।।**

એકાદશી આદિ વ્રત વૈષ્ણવ મત પ્રમાણે જ કરવાં. દશમીનો વેધ ન આવે એવી રીતે એકાદશીવ્રત કરવું; એટલે કે દશમી ૫૫ (પંચાવન) ઘડી ઉપરાંત એક પલ પણ જો વધે તો એ એકાદશીને દિવસે વ્રત ન માનતાં દ્વાદશીને દિવસે વ્રત માનવું. એ પ્રમાણે વૈષ્ણવ મત પ્રમાણે એકાદશી આદિ વ્રતો કરવાં. જન્માષ્ટમીનું વ્રત પ્રભુના પ્રાગટ્યનો ઉત્સવ માનીને કરવું. આજે નંદરાજકુમારનું પ્રાગટ્ય થયું છે, આજ મહાઆનંદ-ઉત્સવનો દિન છે, એમ માનીને વ્રત કરવું. આઠમ સૂર્યોદય વખતે સાતમ હોય અને પછી આઠમ હોય તો એ તીથી ન માનતાં બીજી તીથીએ ઉત્સવ માનવો. એ પ્રમાણે રામનવમી, નૃસિંહચતુર્દશી અને વામન દ્વાદશીને દિવસે ઉત્સવ માનીને વ્રત કરવું; અને જન્માષ્ટમીની પેઠે સૂર્યોદય વખતની જ તીથી ગ્રહણ કરવી. બીજા પણ જન્મદિન આદિ દિવસો પણ ઉત્સવો તરીકે જાણવા; જવા કે શ્રીમહાપ્રભુજીનો પ્રાગટ્યોત્સવ, ઊભય પ્રભુચરણ (શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઈજી)ના પ્રાગટ્યોત્સવ, સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણનો મહોત્સવ એ બધા દિવસો ઉત્સવ તરીકે માનવા.

જન્માષ્ટમી આદિ ઉત્સવોમાં જેમ ઉદયાત્ તીથી માનવામાં આવે છે એમ ઉત્સવમાં નથી; અમુક ઉત્સવોમાં કોઈક વેળાએ નક્ષત્ર મુખ્ય છે, સમય મુખ્ય છે, તીથી પણ ક્વચિત્ મુખ્ય છે. ૮૦.૫

**एवं कुर्वन् गृहस्थस्तुः कृतार्थः स्यान्न संशयः ।। ८१ ।।**

એ પ્રમાણે ઉપર કહ્યાં પ્રમાણે આચરણ કરનાર ગૃહસ્થ કૃતાર્થ થાય છે, એમાં કશો સંશય નથી. ૮૧

...ક્રમશઃ

# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

## પ્રકરણ ૧ – બ્રહ્મમાં સર્વ ધર્મો છે

બ્રહ્મને કેટલાએક વાદી પરમાર્થતઃ અત્યંત નિર્ધર્મક, નિર્વિશેષ, નિરાકાર, નિર્ગુણ માને છે. તેમ ન માનતાં શ્રીમહાપ્રભુજી બ્રહ્મને સર્વધર્મવાળું જ સ્વીકારે છે. આનો આધાર શ્રીસૂત્રકારનાં सर्वधर्मोपपत्तेश्च બ્રહ્મસૂત્ર ૨.૧.૩૭માં વદમાં જણાવેલા બધાં ધર્મો બ્રહ્મમાં ઘટે છે. सर्वोपेता च तद्दर्शनात् બ્રહ્મસૂત્ર ૨.૧.૩૦માં પરમાત્મા સર્વશક્તિવાળા છે, કારણકે તે પ્રમાણે વેદમાં જોવામાં આવે છે. વગેરે સૂત્રમાં કહેલા સિદ્ધાન્ત ઉપર જ તેમણે લીધો છે. નિયતધર્મવાદ, અમુક જ ધર્મો બ્રહ્મમાં છે એ મત, સ્વીકારીએ તો બ્રહ્મમાં ઈયત્તા, મર્યાદિતપણું આવી જાય; અત્યન્ત નિર્ગુણ બ્રહ્મનો અંગીકાર કરવાથી તેનું જ્ઞાન પણ થવાનો સંભવ રહે નહિ, અને મોક્ષરૂપ પરમ પુરુષાર્થ પણ ન જ રહે.

ઉપરાન્ત બધાં શાસ્ત્ર નકામાં થઇ જાય. આથી શ્રુતિ, શ્રીમદ્‍ભગવદ્‍ગીતા, વ્યાસસૂત્ર અને શ્રીમદ્‍ભાગવત એ સર્વની એકવાક્યતા કરી તેમાં કંઈપણ વધઘટ કે બલાત્કારે અર્થ કાઢવાનો પ્રયત્ન કર્યા સિવાય જેવું બ્રહ્મ સિદ્ધ થાય તેવું જ અંગીકાર કરવું એમ શ્રીમદ્‍ભાષ્યકારનો ઉત્તમોત્તમ ઉપદેશ છે. આ પ્રમાણે માનવાથી દુરાગ્રહનો ત્યાગ અને બધી વૈદિક યુક્તિનો આશ્રય કરવો એ પણ જરૂરનો છે એમ આચાર્યશ્રીએ દર્શાવ્યું છે.

પરબ્રહ્મ સર્વધર્મવિશિષ્ટ છે, માટે તેનું દિગ્દર્શન જ કરાવવું એટલી જ ઇચ્છા અહીં રાખી છે. સચ્ચિદાનન્દ પરબ્રહ્મ એ વ્યાપક, અવ્યય, સર્વશક્તિવાળું, સ્વતંત્ર, સર્વજ્ઞ અને નિર્ગુણ-પ્રાકૃતધર્મરહિત છે. આ છ ગુણોની વિશિષ્ટતાવાળું બ્રહ્મ છે એમ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે જે પરમતત્ત્વને શ્રુતિ-સૂત્રમાં બ્રહ્મ કહેલું છે તેને જ શ્રીમદ્‍ભગવદ્‍ગીતામાં પરમાત્મા અને શ્રીમદ્‍ભાગવતમાં ભગવાન કહેલા છે. બ્રહ્મ તો કેવળ નિર્ગુણ છે, જ્ઞેય-જેનું જ્ઞાન મેળવવામાં આવે છે એવું છે અને પરમાત્મા અથવા ભગવાન અથવા માયાશબલ ઈશ્વર તો સગુણ છે, ઉપાસ્ય છે, એમ નહિં. જે સગુણ તે જ નિર્ગુણ. બ્રહ્મ સગુણ અને નિર્ગુણ એમ બે પ્રકારનું છે એવી કલ્પના જ વેદાંતશાસ્ત્રમાં નથી, એ તો ભ્રાંત શાસ્ત્રમાં છે.

માયા વડે બ્રહ્મ સર્વજ્ઞ, સર્વશક્તિવાળું, કર્તા ભાસે છે એમ નથી; પણ નિર્ગુણ, અવિકૃત, સચ્ચિદાનન્દ જ બ્રહ્મ (માયાથી નહિં પણ) સ્વભાવથી જ સર્વજ્ઞ, સર્વશક્તિમત, કર્તુ છે. परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च - શ્વેતાશ્વર ઉપનિષદ્‍ ૬.૮માં આ પરમાત્માની શક્તિ વિવિધ પ્રકારની જ શાસ્ત્રમાં જણાય છે, તે શક્તિ સ્વાભાવિક જ્ઞાનક્રિયા અને બલક્રિયા છે. એટલે બ્રહ્મ વ્યાપક છે; દેશ, કાલ, વસ્તુ અને સ્વરૂપ એમ ચારથી એ રહિત છે. જીવ અને બ્રહ્મ સજાતીય છે, જડ અને બ્રહ્મ વિજાતીય છે, અને અંતર્યામી સ્વગત છે. એ ત્રણેમાં બ્રહ્મ સારી રીતે રહેલું છે. तत्तु समन्वयात् બ્રહ્મસૂત્ર ૧.૧.૩માં પણ બ્રહ્મ જ સમવાયિકારણ છે, કારણકે સચ્ચિદાનન્દરૂપ તે સર્વત્ર વર્તમાન છે.

તે સત્ય, શૌચ, દયા આદિ અનંત ગુણોથી સ્વાભાવિક રીતે જ વિશિષ્ટ છે. બ્રહ્મ માયાધીન નથી, પણ માયા બ્રહ્મને અધીન છે, બ્રહ્મ કેવલ નથી, પણ અદ્વૈત છે; સર્વરૂપ છે; બ્રહ્મ જ સેવ્ય છે અને તે જ જ્ઞેય પણ છે. સચ્ચિદાનન્દ,

નિર્ગુણ, અવિકૃત જ બ્રહ્મ કર્તૃ છે, ભોક્તૃ છે, અન્તર્યામી છે, વૈશ્વાનર છે, આધેય છે, આધાર છે, જેને મુક્ત થયેલાઓ પ્રાપ્ત કરે છે, પ્રાણભૃત્ છે, ભૂમન્ છે, અક્ષર છે, પ્રશાસક છે, સેતુ છે, વિધરણ છે, પર પુરુષ છે, પરથી પણ પર છે, પરમાત્મા છે, પાપ દૂર કરનાર છે, દહર છે, જગતને કંપાવનાર છે, પર જ્યોતિ છે, આકાશ વગેરે છે, અવ્યક્ત છે, સૂક્ષ્મ છે, જીવનો અધિષ્ઠાતા છે, ત્રિવૃત્નો કરનાર છે નામ, રૂપ અને વિકાસનો કર્તા છે, અને સર્વનું અભિન્ન એવું નિમિત્ત અને ઉપાદાન કારણ છે એમ સર્વજ્ઞ, જ્ઞાનાવતાર સૂત્રકાર કહે છે.

બ્રહ્મ નિરાકાર પણ છે, લૌકિક-પ્રાકૃત-આકૃતિરહિત પણ છે; તેમ જ સાકાર, આનંદાકાર, અને રસાકાર પણ છે. સાકારબ્રહ્મ વડે અહીં શરીરવાળું બ્રહ્મ સમજવાનું નથી. લૌકિક દેહમાં દેહથી જેમ જીવ ભિન્ન છે, તેવી રીતે બ્રહ્મમાં કંઇ બ્રહ્મનો દેહ અને બ્રહ્મનો આત્મા જુદો નથી, પણ સર્વ આનંદરૂપ છે, રસરૂપ છે. જેમ સાકારની પૂતળીમાં બધાં અંગ સાકાર જ છે, સાકાર વિના બીજું કંઇ નથી, તેમ બ્રહ્મનું શરીર, સર્વ અંગ, આનંદરૂપ છે અને પરિપૂર્ણ રસમય છે.

બ્રહ્મનાં આ હાથપગ, આંખ, માથું, મોઢું, આત્મા, સર્વ આનંદઘન અને રસમય છે. બ્રહ્મનાં આ અંગો બધે જ પ્રસરેલાં છે અને સર્વનું આવરણ કરીને બ્રહ્મ રહે છે. આ સર્વ ધર્મ જગતનાં આવિર્ભાવ પછીથી જ સ્પષ્ટ થાય છે, તથાપિ તે નિત્ય છે, સહજ છે, સ્વાભાવિક છે (માયા વડે માત્ર ભાસે છે એમ નથી; બ્રહ્મમાં ધર્મનો ફક્ત આરોપ છે, પછીથી તે ધર્મનો અપવાદ કરવાનો છે, એમ નથી; પણ) બ્રહ્મના બધા જ ધર્મો નિત્ય છે, સહજ છે અને સ્વાભાવિક છે. જે વાક્યમાં બ્રહ્મના ધર્મનો નિષેધ છે તે જ વાક્યમાં ફરીથી ધર્મનું વર્ણન છે, માટે પ્રાકૃત ધર્મનો જ શ્રુતિ નિષેધ કરે છે, અપ્રાકૃત સર્વ ધર્મ બ્રહ્મમાં છે;

માટે જ સૂત્રકાર પણ प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः બ્રહ્મસૂત્ર ૩.૨.૨૨ જગતમાં જેટલા ધર્મો જણાય છે તેટલા ધર્મનો શ્રુતિ બ્રહ્મમાં નિષેધ કરે છે, અને જે વાક્યોમાં ધર્મનો નિષેધ કરવામાં આવ્યો છે તે જ વાક્યોમાં ફરીથી શ્રુતિ (અલૌકિક) ધર્મોનું વિધાન કરે છે. એમ સૂત્ર યોજે છે. સર્વધર્મવાળું બ્રહ્મ સ્વીકારવાથી દ્વૈત થઇ જાય એવી શંકા યોગ્ય નથી, કારણકે प्रकाशाश्रयवद्वा तेजस्वात् બ્રહ્મસૂત્ર ૩.૨.૨૮માં પણ જેમ પ્રકાશનો આશ્રય સૂર્ય પ્રકાશથી ભિન્ન અને અભિન્ન છે, તેમ બ્રહ્મ પોતાના ધર્મોથી ભિન્ન અને અભિન્ન છે, કારણકે શ્રુતિમાં બ્રહ્મના ધર્મોને તેજ, પ્રકાશ, તરીકે વર્ણવામાં આવ્યા છે. સૂત્રમાં ધર્મ અને ધર્મિની એકતા સૂત્રકારે જ પ્રતિપાદન કરેલી છે.

‘ सर्वधर्मोपपत्तेश्च’, ‘ सर्वोपेता च तद्दर्शनात्’ ઇત્યાદિ સૂત્ર પણ બ્રહ્મમાં સ્વાભાવિક સકલ ધર્મનું પ્રતિપાદન સ્પષ્ટ રીતે કરે છે. માટે સકલ ધર્મની વિશિષ્ટતાવાળું બ્રહ્મ જ માનવું યોગ્ય છે. જે વાદી (શ્રીશંકરાચાર્યજી) બ્રહ્મને કેવલ નિર્ગુણ કહેવા દુરાગ્રહ કરે છે, તેમને પણ બ્રહ્મને નિત્ય, શુદ્ધ, બુદ્ધ, અને મુક્ત માન્યા વિના છૂટકો જ નથી. એટલે બ્રહ્મને નિર્ગુણ માનવા છતાં પણ નિત્યત્વ વગેરે ધર્મવાળું બ્રહ્મ છે એમ માન્યા વિના તેમને છૂટકો નથી. બ્રહ્મમાં આટલા જ ધર્મ છે એમ નિયતધર્મવાદનો સ્વીકાર કરતાં બ્રહ્મમાં ઇયત્તા આવી જાય, માટે અનિયતધર્મવાદનો સ્વીકાર કરી સર્વ ધર્મો બ્રહ્મમાં સહજ છે એમ જ માનવું. જગત, જીવ, સર્વ બ્રહ્મનું કાર્ય, બ્રહ્મનું રૂપ છે, બ્રહ્મથી અનન્ય અને અભિન્ન છે, તો પણ જગતના પદાર્થથી બ્રહ્મ વિલક્ષણ છે.

ક્રીડા કરવાની ઇચ્છા થતાં આનંદનો અંશ તિરોભૂત થઇ જાય છે અને તેથી ઐશ્વર્ય વગેરે ભગવદ્ ધર્મો જડ વગેરે રૂપે દેખાય છે. બ્રહ્મમાં સર્વ જગત્ ઓતપ્રોત છે. સર્વ જગત્ અવ્યક્તપણે બ્રહ્મમાં લીન છે. તે જ લીલા કરવાની ઇચ્છાથી પ્રગટ કરે છે, કારણકે પોતે સ્વતંત્ર કર્તા છે. બ્રહ્મવાદમાં સત્કાર્યવાદ જ ઇષ્ટ છે, તો પણ દ્વૈતની ગંધ નથી. यत्र येन यतो यस्य શ્રીભાગવત ૧૦.૭૨.૪માં કહેલા પ્રકારથી જ્યાં, જે વડે, જે થકી, જેનું, જે વાસ્તે, જે પ્રકારે, જે જે સમયે થાય છે તે સર્વ પ્રધાનપુરુષેશ્વર બ્રહ્મ છે.

સર્વ વિભક્તિનો અર્થ, સર્વ પ્રકારનો અર્થ સાક્ષાત્ બ્રહ્મ છે. બ્રહ્મ ન્યાયથી અને સર્વ વેદાંતથી પ્રતિપાદિત થયેલું છે, અને સર્વ ધર્મથી યુક્ત છે. બ્રહ્મનું માહાત્મ્ય જાણી. શક્ય તેમ નથી, અને એ બધી જ રીતે સમર્થ છે. એવા બ્રહ્મનું માહાત્મ્ય જ્ઞાન થયા પછી તે સ્વરૂપને વિષે સુદૃઢ અને બધાથી અધિક એવો સ્નેહ-ભક્તિ-પ્રાપ્ત થાય છે અને તે વડે, બીજાથી નહિ, મુક્તિ થાય છે. શ્રવણ, મનન, નિદિધ્યાસનરૂપી, અંતરંગ, શમદમ વગેરે બહિરંગ સાધન વડે ચિત્તની શુદ્ધિ થતાં પોતાની મેળે જ પ્રગટ થનારા સ્વપ્રકાશ સાયુજ્યરૂપ એવા પરમ પુરુષાર્થની સિદ્ધિ થાય છે એમ વૈદિકશાસ્ત્રનો સિદ્ધાંત છે.

...ક્રમશઃ



## સત્સંગ સુધા

### મહેતાજીએ છોકરાને પૂછ્યું: 'ઈશ્વર ક્યાં છે' છોકરાએ કહ્યું: 'ઈશ્વર ક્યાં નથી ?'

ઈશ્વરનું સર્વવ્યાપકપણું સમજાવતે સમજાવતે પરીક્ષા લેવા માટે મહેતાજીએ છોકરાઓને પૂછ્યું કે, 'ઇશ્વર ક્યાં છે તે કહે એક નારંગી ઇનામ આપું!' ત્યારે એક છોકરાએ જવાબ આપ્યો કે, 'ઈશ્વર ક્યાં નથી તે કહે તેને હું બે નારંગી ઇનામ આપું!' અર્થાત્ કે ઈશ્વર સર્વત્ર છે, માટે કોઇ પણ જગ્યાએ-એકાન્તમાં પણ કદી પાપ કરવું નહિં જોઇએ. ઈશ્વરનું સર્વવ્યાપકપણું સમજવું તે પાપથી બચવા માટે છે. માત્ર મોઢે વાત કરવા માટે નથી. એ સર્વવ્યાપકપણું જાણવાથી એમ સમજાય જાય છે. માછલાં જેમ પાણીમાં રહે છે, પક્ષીઓ જેમ હવામાં ઘેરાયેલા રહે છે, અને માળામાં જેમ ફૂલ પરોવાયેલાં રહે છે, તેમ આપણે ઈશ્વરમાં અને ઈશ્વર આપણામાં રહેલો છે. પ્રભુએ પણ ગીતામાં કહેલું છે કેઃ

मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय।

मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगया इव ।।

અર્થાત્ હે અર્જુન! મારા સિવાય બિજું કોઇપણ સત્ય નથી. જેમ એક દોરામાં ઘણાયે મણિઓ પરોવાયેલા હોય છે, તેમ મારામાં આ સર્વ જગત પરોવાયેલું છે. (ગીતા. ૭.૭)

વળી પણ પ્રભુએ આગળ કહેલું છે કે :-





यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति।

तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ।।

અર્થાત્ જે સર્વમાં મને દેખે છે, અને સર્વને મારામાં દેખે છે, તેને હું દૂર નથી અને તે મારાથી દૂર નથી. (ગીતા ૬.૩)

## આશ્રયકો પદ

### શ્રીપુરુષોત્તમજી કૃત આશ્રયકૌ પદ

શ્રીવલ્લભ દર્શન વિન ભયો અપમાન;

જા દિન વલ્લભ મુખ ન નીરખ્યો, તા દિન ભયો શમશાન. ૧

આપ કૃપાથી દર્શન પઇએ, હોયે સકલ કલ્યાન;

રાજચરણ બલ સબ સુખ હોયે, તાતે જીયો પરમાન. ૨

યહ વિજ્ઞપ્તિ સદા જીયમેં ગ્રહો, દેહોં અદેય દાન;

**પુરુષોત્તમપ્રભુ** દરશન અભિલાષા, ચિરંજીયો શ્રીવલ્લભપ્રાન. ૩

શ્રીગોકુલનાથકી જય

।। શ્રીગોકુલેશો જયતિ ।।

# શ્રીનવરત્ન-તાત્પર્ય

*મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાલા*

સૃષ્ટિમાં પ્રગટ થઇને પરમ કલ્યાણ પ્રાપ્ત કરવાની ઇચ્છા સર્વ વિચારશીલ મનુષ્યને થાય છે. એ નિત્ય મોહક સાંસારિક સુખ પ્રાપ્ત કરવામાં કૃતાર્થતા એઓ માનતા નથી. સર્વત્ર દૃષ્ટિ નાખવાથી એમને નિશ્ચય થાય છે કે સકલ જગતમાં પરમાનંદ સુખનું નિધાન પ્રભુરસરૂપ-શ્રીકૃષ્ણ વિના અન્ય કોઇ નથી. પ્રભુ સિવાય અન્ય સર્વ આર્ત છે, દુઃખી છે, એમાં મચ્યા રહેવાથી દુઃખ વિના અન્યની પ્રાપ્તિ થવી એ અસંભવ છે. એવો નિશ્ચય થવાથી 'सन्तं कृष्णं भजेद् बुधः' બિરાજી રહેલા પ્રભુનો આશ્રય કરવો, એ શ્રીમદાચાર્યજીના વાક્યાનુસાર સર્વ વસ્તુનો પરિત્યાગ કરીને આનંદ-રસરૂપ-શ્રીકૃષ્ણને ભજે છે, અર્થાત્ પરમાનંદની પ્રાપ્તિનું પરમ કારણ રસરૂપ શ્રીકૃષ્ણની ભક્તિ છે.

એ ભક્તિની ઉત્કૃષ્ટતાના પ્રમાણમાં આનંદ-પ્રાપ્તિની ઉત્કૃષ્ટતા સંધાય છે. ઉત્તમ પ્રકારની ભક્તિ જ જીવનું પરમ કલ્યાણ કરી શકે એમ હોવાથી શ્રીમદાચાર્યચરણ કર્મ, ઉપાસના, જ્ઞાન અને શાસ્ત્રવિહિત ભક્તિ એ સર્વને ગૌણ ગણીને સ્વતઃપુરુષાર્થરૂપ પ્રેમરૂપ નિખિલ જગતની વિસ્મૃતિપૂર્વક અત્યંત નિરોધાત્મક સ્વતંત્ર ભક્તિનો આધુનિક સર્વસાધનરહીન જીવોને પ્રાયઃ ઉપદેશ કરે છે અને સૂચવે છે કે એનાથી જ સર્વની પ્રાપ્તિ થશે. આ ભક્તિ નિરોધાત્મક છે, પ્રેમરૂપ છે. પ્રેમની ઉત્તમોત્તમ અવસ્થામાં ભક્ત પોતાનું પોતાપણું પ્રભુને નિવેદન કરે છે, પ્રભુને પોતાનું સર્વસ્વ ઐહિક પારલૌકિક સમર્પે છે અને 'दासोऽहं कृष्ण तवास्मि' હું દાસ છુંઃ પ્રભુ, તમારો છું, એવું વારંવાર અનુભવે છે.

વળી દાસનો ધર્મ એવો છે કે પોતાના પ્રભુની જ ઇચ્છા તે જ પોતાની ઇચ્છા; એ પ્રમાણે પ્રભુની ઇચ્છાથી જે કંઇ સુખ કે દુઃખ લૌકિક થાય છે તે સહન કરેઃ પ્રભુની ઇચ્છાને અનુસરવામાં જ કૃતાર્થતા માને છે. પ્રભુની ઇચ્છાને અનુસરતી વખતે એને પ્રભુનું સર્વકર્તૃત્વ અને સર્વફલદાતૃત્વ પણ સ્ફૂરે છે, સર્વકર્તા અને સર્વફલદાતા પ્રભુ જ છે એમ એનો નિશ્ચય થાય છે. પોતે એ પ્રભુને સર્વસ્વ(પોતાનું બધું) નિવેદન કરેલું હોવાથી, પ્રભુ સ્વજનનું હિત કરવાવાળા હોવાથી ભક્ત જાતે નિશ્ચિંત બને છે.

સ્વધર્મ-પ્રભુની સેવારૂપ-નિરંતર સપ્રેમ આચરે છે. જોકે ભક્ત પોતે જાતે પ્રભુ કરતાં તો અત્યંત હલકી કક્ષામાં છે, છતાં પણ પ્રભુ પોતાના અલૌકિક અનુગ્રહથી એનું સ્વસમાન-યોગ્યત્વ સંપાદન કરીને એને ઉત્તમોત્તમ ફલનો આસ્વાદ કરાવે છે. ભક્ત પ્રભુની પરિચર્યાને જ સાધનરૂપ નહિ ગણતાં જાતે ફલરૂપ માને છે.

આ તો ઉત્તમોત્તમ અધિકારીની વાત થઇ, પરંતુ કેટલીક વખત બ્રહ્મસંબંધ થવા છતાં તે પ્રતિબંધયુક્ત હોય છે. શ્રીમદાચાર્યજીની કૃપાદૃષ્ટિથી બ્રહ્મસંબંધ થયો છે. તથાપિ પ્રભુ એ જીવનો સર્વાંશે સ્વીકાર નથી કરતા, તેથી એ પ્રતિબંધના પ્રમાણમાં એ જીવની નિશ્ચિંતતામાં ઊણપ આવે છે, જેને પરિણામે ચિંતાનો ઉદ્‌ભવ થાય છે. આ ચિંતાને લીધે ભગવત્સેવામાં ખામી આવે છે. તેથી જીવ કૃતાર્થ થતો નથી. આવું પરિણામ જીવને પ્રાપ્ત ન થાઓ એવી દયાથી શ્રીમહાપ્રભુજી 'સિદ્ધાન્તરહસ્ય' પછી નવરત્નનો ઉપદેશ કરે છે. પ્રથમ જ બ્રહ્મસંબંધ થયેલ હોવાથી ભગવદીયપણાનું સંપાદન થયું છે, છતાં પણ કંઇ પ્રતિબંધને લીધે જીવ કાંઇક રીતે સંશયાત્મા બનીને ચિંતાતુર થાય છે અને તેથી

ભગવત્સેવા કરતી વખતે પ્રભુમાં એનું ચિત્ત સર્વાંશે પરોવાતું નથી. આ ખાસી જીવની કૃતાર્થતાને ખંડિત કરે છે, તેથી શ્રીમહાપ્રભુજી નવ શ્લોકો ઉપદેશે છે.

જીવની કૃતાર્થતા, ભગવદીયપણાનું સંપાદન કરવાને જિવે કરેલું પ્રભુને આત્મસમર્પણ, પ્રભુનું સર્વકર્તૃત્વ અને તેથી ફલદાતૃત્વ, સર્વની પ્રભુની ઇચ્છાને અધીનતા, પ્રભુનું સર્વાત્મપણું, નિખિલ જગતની ભગવલ્લીલારૂપતા, સર્વ જગત ભગવાનની ક્રીડારૂપ છે, પ્રભુ જ રક્ષક છે, એમ વારંવાર સંસ્કરણનું 'નવરત્ન'માં શ્રીમહાપ્રભુજી સ્પષ્ટતાથી નિરૂપણ કરે છે.

સૌથી પ્રથમ દુઃખ અને ચિંતાનું કારણ લૌકિક અહંતા તથા મમતા છે. 'આ મારું છે, આ તારું છે' વગેરે મોહથી જીવ દુઃખ પામીને ચિંતાગ્રસ્ત થાય છે. ચિંતાગ્રસ્ત થવાથી વિક્ષિપ્તચિત્ત બને છે, તેથી ભગવત્સેવા એને અંતરાય પડે છે. આ અંતરાય જીવને પોતાના પુરુષાર્થરૂપ ભગવત્સેવા સિદ્ધ કરવામાં મહાન બાધક થાય છે, તેથી શ્રીમદાચાર્યજી આનો મૂલમાંથી જ ઉચ્છેદ કરવાને જીવે પ્રભુને પોતે જે આત્મસમર્પણનું સંસ્મરણ કરવાનું વારંવાર ઉપદેશે છે. પ્રભુને પોતે કરેલા આત્મસમર્પણ કર્યું છે તેના સંસ્મરણથી પોતાની લૌકિક આસક્તિ-પ્રાકૃત પદાર્થોમાં સર્વ પ્રકારની અહંતા મમતા-નિવૃત્ત થાય છે.

પોતાનું પોતાપણું પ્રભુને પોતે નિવેદન કરેલું સ્મરવાથી તે તે વસ્તુથી થયેલ સુખ દુઃખાદિનો સ્પર્શ એને થતો નથી; તેથી ચિંતા પણ થતી નથી, એટલું જ નહિં, પણ પ્રભુને પોતે આત્મસમર્પણ કર્યુ છે તેથી પોતે પ્રભનો જ દાસ છે એવું હૃદયમાં એને સ્ફૂરે છે અને પ્રભુની સેવા ચિંતા-વિયુક્ત થઇને સતત કર્યા કરે છે. આ ભગવત્સેવા કાયિક વાચિક અને માનસિક એમ ઉત્તરોત્તર અવસ્થામાં પહોંચતાં જાતે ફલરૂપ થાય છે. અહીં ચિંતાનો ત્યાગ કરવાનો જે પ્રકાર શ્રીમહાપ્રભુજીએ ઉપદેશ્યો તે માહાવાદીના વૈરાગ્ય શમ દમ આદિથી અત્યંગ વિભિન્ન છે.

અહીં ચિંતાના કારણરૂપ વસ્તુને મિથ્યા ગણી હોય-ત્યાજ્ય માનવામાં નથી આવતી, પરંતુ એ વસ્તુ પ્રભુને નિવેદન થયેલી હોવાથી એ વસ્તુમાં પોતાની મમતાનું તિરોધાન થાય છે. જેમ મમતા વિનાના પદાર્થોથી આપણને દુઃખ થતું નથી, તેમ અહીં પણ એમ જ થાય છે, તેથી ચિંતા થતી નથી. વળી અહીં જે વસ્તુમાં આપણને મમતા છે તે વસ્તુ સાક્ષાત્ પ્રભુને જ નિવેદન થયેલી છે.

વસ્તુસ્થિતિએ તો એ પ્રભુની જ છે, એટલે સર્વના વશી અને સર્વના ઇશાન પ્રભુ પોતાને નિવેદન થયેલી નિજ વસ્તુનું અહિત કેમ કરે? આથી જીવ આત્મસમર્પણથી વિશેષ નિશ્ચિંત બને છે. પોતે પ્રભુને પોતાનું સર્વસ્વ નિવેદન કરેલું છે એમ વારંવાર સંસ્મરણ થવાથી જાતે કૃતાર્થપણું માનીને, પ્રભુની સેવા ચિંતાવિયુક્ત થઇને, દઢાસક્તિથી કરીને પરમ કલ્યાણપથમાં સચરતો પરમ ફલ પણ કદાચિત્ પ્રભુકૃપાથી અનુભવે છે.

આ પ્રમાણે ચિંતા દૂર કરવાનો એક પ્રકાર ઉપદેશીને શ્રીમદાચાર્યજી બીજો ઉપાય કહે છે કે : આ સકલ બ્રહ્માંડના નાયક પ્રભુ છે, આ સકલ વિશ્વનું તંત્ર પ્રભુ ચલાવે છે, એ સત્યનું અનુસંધાન અલ્પજ્ઞ જીવ ભૂલી જઇને પોતે જે કંઇ કરે છે એમ દઢ આસક્તિથી માને છે. મેં આમ કર્યું તેથી આમ થયું જો મેં આમ ન કર્યું હોત તો આમ ન થાત, વગેરે અનેક સંકલ્પ વિકલ્પ પોતાના અહંકારથી થયેલા કર્તૃત્વ ઉપર કરે છે તેથી નિશ્ચિંત બનતો નથી, એટલું જ નહિં,

પણ વારંવાર દુઃખી થઈને સ્વધર્મ-પ્રભુની સેવા કરવામાં શિથિલ બને છે. મુખ્ય કર્તા ભગવાન છે અને એના સંબંધથી જ પોતે પણ કર્તા છે એ ભૂલી જાય છે.

જ્યારથી પ્રભુએ આ સૃષ્ટિ પ્રગટ કરવાની ઈચ્છા કરી ત્યારથી જ પ્રભુએ તો નિર્માણ જ કર્યું છે કે આ જીવને હું આ કરાવીને આ ફલ આપીશઃ तमेव साधु कर्म कारयति यमेभ्यो लोकेभ्य उन्नितीषति જેને આ લોકમાંથી ઊંચે લઈ જવા ઈચ્છે છે તેની પાસે પ્રભુ સત્કર્મ કરાવે છે, વગેરે શ્રુતિ પ્રમાણે પ્રભુ જે ફલ જે જીવને આપવું હોય તે પ્રમાણે એની પાસે કર્મ કરાવે છે. અર્થાત્ સુખ કે દુઃખની પ્રાપ્તિ જીવના કર્તૃત્વમાંથી ઉદ્ભવતી નથી, પણ પ્રભુકૃત જ છે. સર્વકર્તા તથા સર્વફલદાતા ભગવાન જ છે, પોતે ભગવાનને પોતાનું સર્વસ્વ નિવેદન કરેલું હોવાથી 'ભગવાન સર્વકર્તા અને સર્વફલદાતા પોતાનું અહિત ન જ કરે એવો નિશ્ચય જીવને થાય છે, તેથી નિશ્ચિંત થઈને પ્રભુની સેવા નિરંતર કરવા પ્રવૃત્ત થાય છે.

અહીં કર્તૃત્વમાંથી ઉદ્ભવતી ચિંતા નિવૃત્ત કરવાનો પ્રકાર માયાવાદીથી છે. માયાવાદમાં એ ચિંતા દૂર કરવાને પ્રભુના કર્તૃત્વને તિલાંજલિ અપાય છે, ભક્તિમાર્ગ તરફ વિરોધને લીધે ભગવાનના માહાત્મ્યનો નાશ ત્યાં થાય છે. પ્રભુનું-કર્તૃત્વ મિથ્યા છે એમ કહીને જીવ પણ, જે વસ્તુસ્થિતિએ ખોટો છે, તેનું કર્તૃત્વ તો તદ્દન મિથ્યા છે, અને તેથી જીવે ભ્રાંતિથી પોતાના માનેલા કર્તૃત્વને ત્યજીને ચિંતા દૂર કરવી એ માયાવાદનું મર્મ છે. પરંતુ એ સર્વ આ કોટિ બ્રહ્માંડમાં પ્રગટ થતા ભગવન્માહાત્મ્યનો નાશ કરતું હોવાથી ભગવદ્ભક્તને તો દરેક રીતે છોડી દેવાનું છે. ભક્તિમાર્ગીય દષ્ટિથી ચિંતાનિવૃત્તિપ્રકાર ઉપર દર્શાવેલો તે જ સમજવો.

શ્રીમહાપ્રભુજી હજું પણ ચિંતાનિવૃત્તિનો બીજો ઉપાય ઉપદેશે છે; કદાચિત્ સ્થૂલ બુદ્ધિથી પ્રભુનું કર્તૃત્વ સર્વત્ર સ્ફુરતું ન હોય તો પણ આ કોટિ બ્રહ્માંડનું તંત્ર એમની ઈચ્છાને અધીન છે, સર્વ પ્રભુની ઈચ્છાથી જ થાય છે, નિજેચ્છાથી જ પ્રભુ સર્વ કરે છે, અખિલ વિશ્વની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ પ્રભુની ઈચ્છાને અનુસારે છે, તેથી જીવને સુખ કે દુઃખ જે કાંઇ થાય છે તે પ્રભુની ઈચ્છાથી જ થાય છે. જગતમાં ક્ષુદ્રમાં પણ ક્ષુદ્ર એવી કોઈ પણ વસ્તુ નથી કે જે પ્રભુની ઈચ્છા વિના થઈ શકે. પ્રભુ નિવેદિતાત્માનું-સ્વજનનું સર્વથા હિત કરવાવાળા હોવાથી જીવ નિશ્ચિંત બનીને સ્વધર્મ-ભગવત્સેવા કરતો કૃતાર્થ થાય છે.

સર્વ પ્રભુની ઈચ્છાથી જ થતું હોવાથી અને પ્રભુ નિજજનોનું સર્વથા કલ્યાણ કરવાવાળા હોવાથી નિવેદિતાત્માને તો ચિંતાનો અહીં અવકાશ જ નથી. આ જ ઈચ્છાને વેદમાં 'ઈક્ષા' વર્ણવી છે. એનો સંભ્રમ પ્રાકૃત મનુષ્યોની ઈચ્છા સાથે ન કરવો. પ્રભુની ઈચ્છા-ઈક્ષા-પ્રભુના અલૌકિક સ્વરૂપ જેવી જ અલૌકિક છે. એમાં પ્રાકૃતપણાની ગંધ માત્ર પામર મનુષ્યોને જ આવે. આ ઈક્ષા માયાવાદીના શબલ બ્રહ્મની ન સમજવી, કારણકે શબલ બ્રહ્મ પોતે માયિક હોવાથી ઉપર દર્શાવેલું સ્વતંત્ર નિરંકુશકર્તૃત્વ એમાં કિંચિન્માત્ર પણ સંભવતુ નથી, આ તો શુદ્ધ નિર્ગુણ બ્રહ્મની જ ઈચ્છા સમજવી. સૃષ્ટિની પૂર્વની આ જ ઈચ્છાથી પ્રભુ પોતે બહુરૂપ થયા. એ ઈચ્છાને અનુસરવામાં જ ભક્તની કૃતાર્થતા છે. પોતે પણ જે કંઈ કરે છે તે પણ ભગવદિચ્છાપ્રેરિત સમજે છે, અને बुद्धिप्रेरककृष्णस्य पादपद्मं प्रसीदतु બુદ્ધિને પ્રેરણા કરનાર શ્રીકૃષ્ણના ચરણકમળની કૃપા થાઓ, વગેરેનું સુખ નિશ્ચિંતતાથી અનુભવીને ભગવત્સેવા કરે છે.

...ક્રમશઃ

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## The Third Pilgrimage :-

This period extends approximately over four years. During this period, Aacharyashri revisited some places for His first and second pilgrimages and renewed His earlier associations and contacts with His followers. Whereever He went He was hailed as the greatest Aacharya of his time. He received homage from all people irrespective of caste, creed and colour. Even the scholars, who formerly disputed with Him, now listened to His discources with greatest respect. His message about Pushti-Marga-the path of God's Grace-universal religion of love embracing all kinds of people, was intended for all the rich and the poor, the Brahmins, and the untouchables, the young and the old, the learned and the illetrage and even for those ostracized from society for immoral conduct.

All these could obtain Grace of God, by the Pushti-Marga, if they only dedicated themselves as the true servants of God with sincere devotion. He admitted and initiated many the fallen, the wicked, robbers, thieves, and so on, saving them from the evil way of living. After, thus, successfully completing His third pilgrimage He returned to Banarasa (Varanasi) where he stayed for some days.

## At Banarasa:-

He dediced to settle down in Banarasa and devote His time in the service of God, preaching and writing original works as well as commentaries. He preferred Banarasa, to other places; for it was then a centre of learning where He could find distinguished scholars and savants of different Philosophical systems. Aacharyashri considered it a welcome opportunity for discussing His ideas with men proficient in their subjects and comparing notes with them. His father had a house in Banarasa. In that city the temple of Kashi-Vishwanatha attracted thousands of pilgrims daily. For some days His divine mission went on smoothly. Even day thousands of people gathered to hear, reverently, His discourses on Brahmavada and the Doctrine of Grace and Love.

But there were some Mayavadins who were offended. They interrupted His discourses frequently with questions all of which Aacharyashri answered boldly. They were a hostile group bent upon thwarting Aacharyashri's mission. When all possible means failed them, they started issuing pamphlets criticising Aacharyashri's faith and His teachings. This continued for some time. Aacharyashri, however, continued His preachings with serenity, ignoring them completely. But the opposition grew stronger and stronger each day. He then thought that if He did not silence them in their pamphlet-warfare, it would be misunderstood as His weakness.

Therefore He issued a booklet refuting the contentions raised by His opponents in vindication of His own principles. The booklet was in folio form and the pages of the same were displayed near the gate of the temple of Kashi-Vishwanatha. This is entitled as PATRAVALAMBANA (A work written and suspended as folios on the wall of the temple) in which he refuted the Mayavada and upheld the Brahmavada theory. He also urged that the Purva-





Mimansa and the Uttara-Mimansa are not opposed to each other. They are the two sides of Truth like two sides of a coin.

The teaching of sacrifice by the Purva-Mimansa and the teaching about Brahman in the Uttara-Mimansa are complementary to each other. The teaching of the Purva-Mimansa is based on the Purva-Kanda of the Vedas i.e. the Samhitas, the Brahmanas and the Kalpa-Sutras while that of the Uttara-Mimansa is based on the Aranyakas and the Upanishads. The teaching of the Vedas is two-fold, stressing both the rituals and knowledge. To lay stress only on one is only half truth. We must consider the whole truth with its two sides of work and knowledge.

The Mayavadins accept only the Uttara-Khanda and assert that the Uttara-Mimansa teaches knowledge only in so doing they are in error. Nor can they justify their view-point by means of authorities from the scriptural works concerned. The Vedas do not contradict themselves. The truth of the Vedas is incontrovertible, infallible and absolute. These were the main points of His booklet.

The Pandits studied the booket and called for a meeting to discuss it, in order to prepare a counter-pamphlet as a retort but they coult not muster arguments or authorities on their side. So they withdrew their opposition soon after, and peace once more prevailed. Aacharyashri felt that He should shift His residence to a more secluded place, far from the madding crowd of this sort, a place which harmonises with His peaceful temperament. And so Aacharyashri, after consulting His disciples and others moved to the place called Adel in the vicinity of Allahabad, a villege in the proximity of the comfluence of the rivers-Ganges and Yamuna where He could continue His writings uninterrupted. The new place had also a sanctity of its own. He set out on an auspicious day.

Nearly twenty years of His life were spent there. Even there, many religious-mindel persons used to go to Him for offering their respects and for His blessings and initiation into His sect. His fame had by this time spread far and wide. Aacharyashri had two sons-Gopinath born in 1511 A.D. and Vitthalnathji born in 1516 A.D. Gopinath did not live long. Vitthalnathji became His successor whom Aacharyashri taught the correct interpretation of the Brahma-Sutras and the Upanishads. He regularly attended His father's discourses on the Bhagavata and as His first disciple was deeply impressed by Aacharyashri's mode of worship. He had poetical aptitude. The aesthetic excellences of the Bhagavata, particularly the Lilas of Lord Krishna in His childhood and His love for the Gopis, fired His imagination to such an extent that He wrote some poems describing them.

At Adel Aacharyashri started writing a commentary on The Purva-Mimansa-Sutras of Jaimini but could not complete it. But He wrote Tatva-Dipa-Nibandha in three parts. The plan was this work as conceived at an earlier of His life, during His first pilgrimage and its writing continued during His second and third pilgrimages. He completed the work in Karika form (Verse form). This work is divided into three parts-the first known as 'Shastrartha Prakarana', intended to given an exposition of the nature of Brahman as stated in the Gita, the second part known as 'Sarva-Nirnaya' intended to bring out the essential truth of each Shastras (scriptures) and the third part known as 'Bhagavataarth-Prakarana' intended to explain the significance of the each Chapter and Verse of the Bhagavata and the Lilas of Lord Krishna described therein. This was a work like which was never attempted by any other Aacharya before Him. He wrote a prose commentary as well, called 'Prakasha' on the first two parts, and a portion of the third part.

............to be continued

**** ShriGokulnathki Jai ****

વર્ષ ૪ અંક ૨ વૈશાખ (શુદ્ધ) સુદ ૧૧, ૨૦૬૬

# ફૂલમંડલીના પદ

રાગ સારંગ

ફૂલનકી મંડલી મનોહર બેઠે તહાં રસિક પિય પ્યારી;
સોભિત સબે સાજ નાના રંગ ફૂલન કે ભવન પરમ રુચિકારિ. ૧
ફૂલનકે ખંભ ફૂલનકી ચૌખંડી ફૂલન બની સુદેસ તિબારી;
ફૂલનકે ઝૂમકા ફૂલનકે છજે છબિ ભારી.૨
સઘન ફૂલ ચહું ઓર કંગુરા ફૂલન બંદનવાર સંવારી;
ફૂલનકે લટકન અતિ સોભિત ફુલન રચિ હૈ ચિત્રકારી. ૩
ફૂલનકી સેજ ગેંદુઆ તકિયા ફૂલનકી માલા મનુહારી;
વૃન્દાવનચંદ પ્રફુલ્લિત વલ્લભ સંગ ભક્ત ફૂલે લેત બલિહારિ. ૪





## શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીમોહિની એકાદશી વ્રત